॥ श्रीमद् बुद्धिसागरसूरीश्वर [illegible]

महाकवि शास्त्रविशारद, जैनाचार्य, योगनिष्ठ

श्रीमद् बुद्धिसागरसूरिविरचित

# ॥ लाला लाजपतराय अने जैनधर्म ॥

मेसाणावासी शेठ नगीनदास रायचदना सुपुत्रोनी सहायथी

छपावी प्रसिद्ध करनार

**श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ,**

हा वकील मोहनलाल हीमचंद मु पादरा.

वडोदरा—लुहाणामित्र स्टीम प्रि प्रेसमा अबालाल विठ्लभाइ ठक्करे
वकील मोहनलाल हीमचदने माटे छापी प्रसिद्ध कर्युं
ता १-१०-२४

प्रथमावृत्ति प्रति १०००

वीर स २४५० इ स १९२४ वि १९८०

किं ०-४-०.

સદ્‌ગત્ શેઠ નગીનદાસ રાયચંદ ભાખરીઆ.

મહેસાણા.



જન્મ સંવત ૧૯૦૪. સ્વર્ગવાસ સં. ૧૯૬૯.

કારતક વદી૦)) ને મંગળવાર. અસાડ વદી ૫ ને બુધવાર.

શ્રીકૃષ્ણ આર્ટ વર્કસ, વીઠલદાસ રોડ, મુંબઇ ૨.

# નિવેદન.

"ભારતકા ઇતિહાસ" નામનુ પુસ્તક શ્રીયુત્ લાલા લજપતરાયે લખી આશરે એક વર્ષ પહેલાં છપાવી બહાર પાડ્યુ છે તેમા જૈનધર્મ, જૈનો અને તીર્થંકરો સબધીમા તેમણે જે ભૂલ-ભરેલા કેટલાક વિચારો દર્શાવ્યા છે તેનો પ્રત્યુત્તર જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિએ આપ્યો છે. તે ગ્રન્થરૂપે આ મડલ તરફથી છપાવવામા આવ્યો છે મેસાણાવાળા શેઠ નગીનદાસ રાયચદના સુપુત્રોએ આ પુસ્તક છપાવવાનુ ખર્ચ આપેલ છે તેથી તેઓને ધન્યવાદ આપવામા આવે છે અને મડલ તરફથી અન્ય પુસ્તકો છપાવવામા સહાય કરો એમ વિજ્ઞપ્તિ કરીએ છીએ શેઠ નગીનદાસ ગયચદ કે જે ગરીબોના બેલી દયાળુ શેઠ તરીકે પ્રખ્યાત થયા તેમનો ફોટો અને જીવનચરિત અત્ર દાખલ કરવામા આવ્યુ છે. શેઠ નગીનદાસના સુપુત્રો અમથાલાલ, મણિલાલ, ચદુલાલ, મોહનલાલ, ચમનલાલ, પોપટલાલ છે તે સર્વે બધુઓ અધ્યાત્મજ્ઞાનપ્રસારક મડલને પોતાનુ સમજી પુસ્તકો છપાવવા વગેરેમા આત્મભોગ આપી જૈનધર્મની અને જૈન સઘની સેવાભક્તિ કરી રહ્યા છે. જૈનધર્મપર અન્ય વિદ્વાનો ખોટો આક્ષેપ કરે છે તેથી આત્મામા ધ્યાન સમાધિમા આનદ લેનારા એવા ગુરૂ મહારાજને પણ જૈનધર્મની સેવારૂપ સ્વફરજ અદા કરવાની પ્રવૃત્તિ સેવવી પડી છે, તેથી લાલાજી મહાશયની ભૂલ સુધરે અને દ્વિતીયાવૃત્તિમા સુધારો થાય એમ ઇચ્છીએ છીએ આ પુસ્તકના વાચનથી જૈનો અને જૈનેતરોને લાલાજીએ કરેલા આક્ષેપના ઉત્તર તરીકે ઘણુ જાણવાનુ મળશે. આવા ઉપયોગી પુસ્તકો છપાવવામા જૈન ગૃહસ્થો સહાય કરે એમ ઇચ્છીએ છીએ આ પુસ્તકની કિમત ૦-૪-૦ રાખવામા આવી છે જે પડતર કરતા ઘણી ઓછી છે તેનો લાભ સર્વ સજ્જનો લેશે એવી આશા છે.

લી.

| | |
|---|---|
| વિ ૧૯૮૦ ભાદ્રપદ પૂર્ણિમા<br>મુ. પાદરા | અધ્યાત્મજ્ઞાન પ્રસારક મડળ<br>વકીલ મોહનલાલ હીમચદ. |

# પ્રસ્તાવના.



અમોએ વિ. સં. ૧૯૭૯ ની સાલનું ચોમાસું (ગુજરાત) વિજાપુરમાં કર્યું તે પ્રસંગે ચાતુર્માસમાં મુંબાઇની જૈન એશોસીએસન સભાએ અમારા પર દેશનેતા લાલા લાજપતરાયે રચેલ "ભારતકા ઇતિહાસ"માં જૈન ધર્મ સંબંધી જે જે ભૂલો હતી તેની યાદી કરીને મોકલી. તેના ઉત્તરમાં અમોએ એક કાર્ડ લખી તેમાં જણાવ્યું હતું કે બનશે તો લાલાજીએ કરેલી ભૂલો તથા આક્ષેપોનો ઉત્તર આપવામાં આવશે. વિજાપુરથી ચોમાસું પૂર્ણ કર્યા બાદ મહુડી થઇ પ્રાંતિજ વિહાર કર્યો. પ્રાંતિજમાં માઘ ફાગણ ચૈત્ર સુધી રહેવાનું થયું અને તે પ્રસંગે લાલાજી મહાશયના આક્ષેપોનો ઉત્તર લખાયો છે. મેસાણાથી સુશ્રાવકશેઠ મોહનલાલ નગીનદાસ દર્શન વન્દનાર્થે આવ્યા તેમણે આ બધુ પુસ્તક વાંચ્યું અને તેથી તેમના મનમાં આ પુસ્તક છપાવવાની ઇચ્છા થઇ અને તે અમોએ કબૂલ રાખી. આ પુસ્તક વાંચીને લાલાજી લાજપતરાય "ભારતકા ઇતિહાસ"માં થએલી પોતાની ભૂલોને સુધારશે એમ ઇચ્છીએ છીએ. જૈન ધર્મમાં એકવીસમી સદીના આરંભના પચીસ વર્ષ પછી ચાર યુગ પ્રધાનો થશે એવું અમોએ જે લખ્યું છે તે વૃદ્ધમુનિપરંપરા ચાલતી આવેલી કિંવદન્તીના આધારે લખ્યું છે. ચૂસ્ત વૈષ્ણવ ધર્મી ગાંધી મહાત્માએ **નવજીવન**માં સત્યાર્થ પ્રકાશમાં કંઇ આશા જેવું નથી એવું લખ્યું હતું તેથી આર્યસમાજો સઘળી ખળભળી ઉઠી હતી અને ગાંધીજી સામે શાસ્ત્રાર્થનાં ચેલેંજથીઅને બિભત્સ શબ્દો સુધીની વૃષ્ટિથી પણ તૃપ્ત થઇ નહોતી. એક આર્ય સમાજીએ તો ગાંધીજીને મારી નાખવાની ધમકી આપી હતી. કવિરાજ નાનાલાલ દલપતરામ તો અમને કહેતા હતા કે ગાંધીજીએ આર્ય સમાજને છેડી ભમરાનું મધ ઉડાડયું છે. આર્ય સમાજીઓનાં જેમ ગાંધીજીના આક્ષેપથી દિલ દુઃખાયાં છે તેમ લાલાજી

લાજપતરાયના આક્ષેપથી જૈન કોમની લાગણી ઘણી દુખાઇ છે. લાલાજી પોતે સત્ય સમજી શકે તે માટે આ લઘુ પુસ્તક રચ્યુ છે. તેમને જો આ પુસ્તકથી સત્ય જણાશે તો સારૂ, અન્યથા શાસ્ત્રાર્થ કરવાની ચેલેજ પણ અમોએ તેમને આપી છે. લાલાજી દેશભક્ત દેશનાયક છે તેમણે સર્વ જાતના ધર્મીઓનો સત્ય પ્રેમ ખેચવો જોઇએ અને કોઇપણ ધર્મ વાળાનો દ્વેષ વ્હોરી ન લેવો જોઇએ અત્યારે તો હિદુ,બૌદ્ધ,જૈન ઇત્યાદિ હિદમા પ્રગટેલા સર્વ ધર્મ વાળાઓનુ સગઠન કરવુ જોઇએ, અન્યથા વ્યવસ્થિતબળયુક્તિયુક્ત ખ્રીસ્તિયોની અને મુસલમાનોની ધાર્મિક ચળવળથી લાખો કરોડો હિદુઓની જો આ પ્રમાણે દશા રહેશે તો તેઓ ખ્રીસ્તિ મુસલમાન થઇ જવાના લાલાજીને જો ધર્મ ની બાબતમા પડવાની ઇચ્છા થાય તો નાહક જૈનોની સ્હામા પડવા કરતા એ તરફ લક્ષ આપવુ જ જોઇએ, અને તે દિશા તરફ સ્વામી શ્રદ્ધાનન્દજીએ લક્ષ્ય આપ્યુ પણ છે જૈનો અન્યધર્મીઓને જૈનધર્મી બનાવી શકે છે અને જૈન શાસ્ત્રોના આધારે અન્યોને જૈનો બનાવવામા સ્વર્ગ અને મુક્તિની અનુક્રમે પ્રાપ્તિ દર્શાવી છે તેથી જૈનો અન્યધર્મીઓને તથા નાસ્તિકજડવાદીઓને જૈન બનાવી શકે છે અને આર્યસમાજીઓ હિદુઓ કે જે ખ્રીસ્તિ વગેરે થઇ ગએલા હોય છે તેઓની પાછી શુદ્ધિ કરી હિદુ બનાવી શકે છે એવા હિદુ શાસ્ત્રોના પ્રમાણો છે અને એમ જો હિદુઓ ન કરે તો દુનિયાની સપાટીપરથી હિદુઓનુ અસ્તિત્વ ટળી જાય. સ્વામી શ્રદ્ધાનદજીએ શુદ્ધિનુ કાર્ય ઉઠાવી લીધુ છે તેમ હવે જૈનોએ પણ જાગ્રત્ થવુ જોઇએ સ્વામી શ્રદ્ધાનદજીને ગાધીજીએ હિદુ મુસલ્માન એકતામા ભયરૂપ કહ્યા તેથી શ્રદ્ધાનદજી કઇ ડગ્યા નહીં તેમ જૈનોએ પણ પોતાના ધાર્મિક કાર્યોની ચળવળ પ્રગતિમા દેશ નાયકોની ટીકાઓથી ડરવું ન જોઇએ અને આત્મભોગ આપીને અર્પાઇ જવુ જોઇએ અન્યધર્મીઓ વગેરે જૈન ધર્મ મા અને જૈનોમા ખરાબ દોષો દેખાડીને જૈનોને નાસ્તિક અન્યધર્મી બનાવવા પ્રયત્ન કરે અને તે બાબતમા જે ધર્મગુરૂઓ સમ-

ભાવી રહે તે જૈનો અને જૈન ધર્મ ગુરૂઓ પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે. લાલા લજપતરાય અને જૈન ધર્મનો પ્રબંધ રચવામાં અમારે અમારી ફરજ બજાવવી પડી છે અને બજાવીશું. લાલાજી વગેરે પર દ્વેષ ક્રોધ વિના અમોએ લેખ લખ્યો છે તેમાંથી વાચકો મધ્યસ્થ દૃષ્ટિથી સત્ય ગ્રહણ કરશે. હવે તો શ્વેતાંબર દિગંબર જૈનોએ જૈન ધર્મના ઉપર થતા આક્ષેપોનો ઉત્તર આપવા માટે એક જૈનધર્મરક્ષક મંડલ સ્થાપવું જોઇએ અને તે મંડળે ફક્ત અન્યધર્મીઓના થતા હુમલાઓને માસિક ગ્રંથો મારફત જવાબ આપવો અને તે સામે વિરોધ દર્શાવવો. તેણે એકજ બાબત હાથમાં લેવી જોઇએ અને જૈન શ્વેતાંબર દિગંબર જૈનશાસ્ત્રો પર જો અન્યધર્મીઓ ગ્રંથો લેખો દ્વારા હુમલા કરે તો તેઓના બચાવમાટે તૈયાર રહેવું અને શ્વેતાંબર દિગંબરની શાસ્ત્રોની બાબતમાં પરસ્પર મંડળમાં દાખલ થનારાઓએ પોતાની માન્યતા ગમે તેવી હોય તો પણ લેખ-ગ્રંથથી ખંડન મંડનમાં ન પડવું. આ પ્રમાણે શ્વેતાંબર દિગંબરનું જૈનધર્મરક્ષક મહામંડળ થાય અગર એકલા શ્વેતાંબરનું પહેલું જૈનધર્મરક્ષક મંડળ થાય તો પણ તે ઇચ્છવા યોગ્ય છે અને તે માટે જૈનસંઘે હીલચાલ શરૂ કરવી જોઇએ કે જેથી વ્યવસ્થિત બલબુદ્ધિના સમૂહનો સારી રીતે ઉપયોગ કરી શકાય. શ્વેતાંબર જૈનો જાગીને હવે મારી સૂચના તરફ લક્ષ્ય આપશે. હું પણ એવા મંડળમાં યથાશક્તિ આત્મભોગ આપીશ. જૈનો હાલ તો આપત્તિ-ધર્મની દશામાં આવી પડયા છે. જૈનધર્માભિમાન વિના જૈનો માયકાંગલા જેવા દુનિયામાં બની ગયા છે. જૈનોની સંખ્યા દરવર્ષે ઘટતી જાય છે. જૈનો પરસ્પર પોતાના મતભેદોની તકરારોથી ઉંચા ન આવે તો તેઓ માંહ્યમાંહ્યની સામાન્ય તકરારોથી પૃથુરાજ અને જયચંદ્રની પેઠે છેવટે પોતાનો નાશ પોતાની ભૂલથી કરાવે એવી પરિસ્થિતિમાં આવી પડ્યા છે, માટે ગીતાર્થ ગુરૂઓની આજ્ઞા સલાહ પ્રમાણે તેમણે ધર્મની બાબતમાં વર્તવું જોઇએ. હાલમાં શ્વેતાંબર જૈનોમાં પ્રખર પંડિત સૂરિ મુનિયો છે. શ્રીવિજયનેમિ-

સૂરિ, શ્રીસાગરાનન્દસૂરિ, શ્રીવિજયોદયસૂરિ, શ્રીરામવિજયજી, શ્રી પં મેઘવિજયજી શ્રીવિજયસિદ્ધિસૂરિ, શ્રીવિજયનીતિસૂરિ, શ્રીઅજીતસાગરસૂરિ, પન્યાસ. કેશરવિજયજી, પં દેવવિજયજી, શ્રી પ્રવર્તક કાંતિવિજયજી તથા શ્રીવલ્લભવિજયજી તથા શ્રીહંસ વિજયજી, શ્રીકૃપાચંદ્રસૂરિ તથા, શ્રીમણિસાગરજી વગેરે અનેક સૂરિ મુનિયો છે તથા શ્રાવકો છે, તેઓ જો જૈનશાસન, જૈનધર્મ ભક્તિ દૃષ્ટિએ ધર્મ રક્ષક મંડલ તરીકે જોડાઇને ઉદાર દિલથી દેશ-કાલાનુસારે કાર્ય કરે તો અન્યધર્મીઓના આક્ષેપ હુમલાઓનો જવાબ આપી શકે અને જૈનધર્મનો મહિમા વધારી શકે શ્વેતાંબર દિગંબર જૈનોએ હવે તો સ્થાવર તીર્થોની બાબતમાં પરસ્પર મળી લવાદ નીમીને ઘરપેટે તકરારોનો અંત લાવવો જોઇએ અને લાખો રૂપીઆનો એવી બાબતમાં થતો ધૂમાડો હવે ન કરવો જોઇએ. નિર્બલ જૈનપ્રજા ન પાકે તે માટે બાલલગ્નના હિંસક યજ્ઞોમાથી જૈન બાલકોને અને બાલિકાઓને બચાવી લેવા જોઇએ અને જૈન બાલકોએ ધર્મગુરૂઓના હાથેજ ધાર્મિક શિક્ષણ મલવું જોઇએ કે જેથી પરંપરાગમના જ્ઞાતા જૈનો બને અન્યધર્મી પંડિતો પાસે જૈનોને ધાર્મિક શિક્ષણ અપાવવાથી કંઇ ફાયદો થતો નથી માટે નવતત્ત્વાદિક તત્ત્વજ્ઞાનનું શિક્ષણ તો જૈનધર્મી ગુરૂઓના હાથે મળવું જોઇએ. આર્યસમાજીઓ, ખ્રીસ્તિયો અને મુસલમાનો પોતાના ધર્મમાટે જે આત્મભોગ આપે છે, તથા ધર્મ માટે જેટલું અભિમાન ધરાવેછે તે જોતા છક થઇ જવાયછે અને મુખમાથી એકદમ અવાજ નીકળે છે કે અરે આપણે તેવી બાબતોમા હજી મકદાલ છીયે જૈનદેરાસરોની હયાતી શ્રદ્ધાળુ જૈનોપર અવલંબીને રહી છે, જૈનો ન હોય તો જૈન દેરાસરોને પૂજનાર કોણ છે ? જૈનો ન હોય તો જૈનશાસ્ત્રોને અવલંબનાર કોણ છે ? જંગમ તીર્થ જૈનો-પર સર્વ તીર્થોની હયાતીનો આધાર છે, માટે જૈનોએ અન્યોને જૈન બનાવવા માટે કરોડો રૂપૈયા ખર્ચવાની જરૂર છે અને જૈન ધર્મના પુસ્તકોનો સર્વ દેશોમા ફેલાવો કરવાની જરૂર છે જૈન

ધર્મ પ્રચારક મહા મંડલ સ્થાપીને તે દ્વારાએ જૈન ધર્મનો પ્રચાર કરવાના જે જે ઉપાયો હોય તે સર્વે આદરવાની જરૂર છે.

લાલા લાજપતરાય અને જૈનધર્મ પુસ્તકમાં લાલાજીને પ્રત્યુત્તર આપતાં જૈનધર્મ વિરૂદ્ધ જે કંઇ મારાથી લખાયું હોય તેની પ્રથમથી જૈન સંઘ આગળ માફી માગું છું અને જે જે ક્ષતિયો થઇ હશે તે સંબંધી વિદ્વાનો સૂચનાઓ કરશે તો દ્વિતીયાવૃત્તિમાં સુધારો કરીશ. લાલાજીને જેમ જવાબ આપ્યો તેમ મીસીસ સ્ટીવનસન્ વગેરેએ જૈનધર્મ સિદ્ધાંત આચારો સંબંધી જે ખંડન કર્યું છે તેનો જવાબ "જૈનધર્મ ખ્રીસ્તિ ધર્મનો મુકાબલો નામના ગ્રંથમાં" તેમજ જૈન ખ્રીસ્તિસંવાદમાં આપ્યો છે જૈનો તે વાંચીને અમને એવા કાર્યોમાં સહાયક થાઓ એમ ઇચ્છું છું.

લેખકઃ—બુદ્ધિસાગર.

૧૯૮૦ ભાદ્રપદ સુદિ પંચમી. પેથાપુર ( ગુજરાત ).

# श्री अध्यात्मज्ञानप्रसराक मंडळ तरफथी

## श्रीमद् बुद्धिसागरसूरिजोग्रन्थमाळामां प्रगट थयेला ग्रन्थो.



| ग्रथांक | पृष्ठ | किंमत |
|---|---|---|
| १ क भजन संग्रह भाग १ लो | २०० | ०–८–० |
| १ अध्यात्म व्याख्यानमाळा. | २०६ | ०–४–० |
| * २ भजनसंग्रह भाग २ जो | ३३६ | ०–८–० |
| * ३ भजनसंग्रह भाग ३ जो | २१५ | ०–८–० |
| * ४ समाधिशतकम् | ६१२ | ०–८–० |
| ५ अनुभवपच्चिशी | २४८ | ०–८–० |
| ६ आत्मप्रदीप | ३१५ | ०–८–० |
| * ७ भजनसंग्रह भाग ४ थो | ३०४ | ०–८–० |
| ८ परमात्मदर्शन. | ४०० | ०-१२-० |
| * ९ परमात्मज्योति | ५०० | ०-१२-० |
| * १० तत्त्वबिंदु | २३० | ०–४–० |
| ११ गुणानुराग ( आवृत्ति बीजी ) | २४ | ०–१–० |
| * १२–१३ भजनसंग्रह भाग ५ मो तथा ज्ञानदीपिका | १९० | ०–६–० |
| * १४ तीर्थयात्रानुं विमान (आ बीजी) | ६४ | ०–२–० |
| १५ अध्यात्मभजनसंग्रह | १९० | ०–६–० |
| १६ गुरुबोध | १७४ | ०–४–० |
| * १७ तत्त्वज्ञानदीपिका | १२४ | ०–६–० |
| १८ गहूंलीसंग्रह भा. १ | ११२ | ०–३–० |

| | | | | |
|---|---|---|---|---|
| * | १९–२० | श्रावकधर्मस्वरूप भाग १–२ ( आवृत्ति त्रीजी ) | | ४०–४०–१–० |
| * | २१ | भजनपदसंग्रह भाग ६ ठो. | २०८ | ०-१२-० |
| | २२ | वचनामृत. | ८३० | ०-१४-० |
| | २३ | योगदीपक | ३०८ | ०-१४-० |
| | २४ | जैन एतिहासिक रासमाळा. | ४०८ | १–०–० |
| * | २५ | आनन्दघनपद भावार्थ (१०८) संग्रह भावार्थ सहित. | ८०८ | २–०–० |
| | २६ | अध्यात्मशान्ति (आवृति बीजी) | १३२ | ०–३–० |
| | २७ | काव्यसंग्रह भाग ७ मो | १५६ | ०–८–० |
| * | २८ | जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति. | ९६ | ०–२–० |
| * | २९ | कुमारपाळ ( हिंदी ) | २८७ | ०–६–० |
| | ३० | थी ४-३४ सुखसागर गुरुगीता | ३०० | ०–४–० |
| | ३५ | षड्द्रव्यविचार | २४० | ०–४–० |
| | ३६ | विजापुरवृत्तांत. | ९० | ०–४–० |
| | ३७ | साबरमतीकाव्य. | १९६ | ०–६–० |
| | ३८ | प्रतिज्ञापालन. | ११० | ०–५–० |
| * | ३९–४०–४१ | जैनगच्छमतप्रबंध, संघप्रगति, जैनगीता | ३०४ | १–०–० |
| | ४२ | जैनधातुप्रतिमा लेखसंग्रह भा. १ | | १–०–० |
| | ४३ | मित्रमैत्री. | | ०–८–० |
| * | ४४ | शिष्योपनिषद् | ४८ | ०–२–० |
| | ४५ | जनोपनिषद्. | ४८ | ०–२–० |
| | ४६–७ | धार्मिक गद्यसंग्रह तथा पत्र सदुपदेश भाग १ लो. | ९७६ | ३–०–० |
| | ४८ | भजनसंग्रह भा. ८ | ९७६ | ३–०–० |
| * | ४९ | श्रीमद् देवचंद्र भा. १ | १०२८ | २–०–० |
| | ५० | कर्मयोग. | १०१२ | ३–०–० |

| | | |
|---|---|---|
| ५१ आत्मतत्त्वदर्शन | ११२ | ०-१०-० |
| ५२ भारतसहकारशिक्षण काव्य | १६८ | ०-१०० |
| ५३ श्रीमद् देवचंद्र भा २ | १२०० | ३-८-० |
| ५४ गहुली संग्रह भा २ | १३० | ०-४-० |
| ५५ कर्मप्रकृतिटीकाभाषांतर | ८०० | ३-०-० |
| ५६ गुरुगीत गुहलीसग्रह. | १९० | ०-१२-० |
| ५७ ५८ आगमसार अने अध्यात्मगीता | ४७० | ०-६-० |
| ५९ देववंदन स्तुति स्तवन संग्रह | १७५ | ०-४-० |
| ६० पूजासग्रह भा १ लो | ४१६ | १-०-० |
| ६१ भजनपदसग्रह भा ९ | ५८० | १-८-० |
| ६२ भजनपदसग्रह भा १० | २०० | १-०-० |
| ६३ पत्रसदुपदेश भा २ | ५७५ | १-८-० |
| ६४ धातुप्रतिमालेख सग्रह भाग २ | २२५ | १-०-० |
| ६५ जैनदृष्टिए ईशावास्योपनिषद् भावार्थविवेचन. | ३६० | १-०-० |
| ६६ पूजासंग्रह द्वितीयावृत्ति तथा अन्यपूजाओ सहित भाग २ बीजो | | रु २-०-० |
| ६७ स्नात्रपूजा | | ०-२-० |
| ६८ श्रीमद् देवचद्रजी अने तेमनु जीवनचरित्र. | | ०-४-० |

## संस्कृत ग्रन्थो

| | |
|---|---|
| ६९ शुद्धोपयोग<br>७० दयाग्रन्थ<br>७१ श्रेणिक सुबोध<br>७१ कृष्णगीता | ०-१२-० |
| ७३ संघकर्तव्यग्रन्थ<br>७४ प्रजासमाजकर्तव्यग्रन्थ<br>७५ शोकविनाशक<br>७६ चेटकबोधग्रन्थ<br>७७ सुदर्शनासुबोध | साथे कि. रु० ०-१२-० |

| | |
|---|---|
| ७८ लाला लाजपतराय अने जैनधर्म. | ०-४-० |

## छपाता ग्रन्थो.

जैनधर्म अने ख्रीस्ति धर्मनो मुकाबलो.
जैन अने ख्रीस्ती संवाद.
मोटुं विजापुर वृत्तांत.
७९ चिन्तामणि.
कन्याविक्रयदोष.
आत्मप्रकाश.
ध्यानविचार.
अध्यात्मगीता ( संस्कृत )
आत्मसमाधिशतक „
सत्यस्वरूप.
मणिचन्द्रकृत २१ सज्झाय भावार्थ ( आत्मदर्शन ).
जैनधर्म शंका समाधान.
आत्मशक्तिप्रकाश.
क्षमापना.
तत्त्वविचार.
श्री यशोविजयजी निबन्ध
भजनसंग्रह भा.१ चोथी आवृत्ति
श्रीमद् देवविलास रास ( देवचंद्रजी चरित्र )
मुद्रित श्वेतांबरजैनग्रन्थ नामावलि.

* आ निशानीवाळा ग्रंथो सीलकमां नथी.

उपरनां पुस्तको मळवानुं ठेकाणुं.

**वकील मोहनलाल हीमचंद.**
( गुजरात ) पादरा.

**शा. आत्माराम खेमचन्द.**
साणंद.

**भांखरीया—मोहनलाल नगीनदास.**
मुंबाइ कोटबजार गेट नं. १९२—९४

**बुकसेलर, मेघजी हीरजी.**
पायधुनी—मुंबाइ.

**शेठ. नगीनदास रायचंद भांखरीया.**
मु. मेसाणा.

**विजापुर जैन ज्ञानमन्दिर.**
शा. चन्दुलाल गोकळदास.

## "ભાખરિઆ" ના કુટુંબની વંશાવલી.

- રીખવદાસ
  - ગણેશભાઇ
    - ગલાબચંદ
      - ખેમચંદ
        - ડાહરસીભાઇ
        - સાકરચંદ
        - રાયચંદભાઇ
          - નગીનદાસ
            - અમથાલાલ
            - મણીલાલ
            - ચંદુલાલ
            - મોહનલાલ
            - ચીમનલાલ
            - પોપટલાલ
        - મુળચંદ
          - ગોકળદાસ
            - બુલાખીદાસ
              - રસીકલાલ
            - મણીલાલ
          - છોટાલાલ
        - છગનલાલ
          - લલ્લુભાઇ
          - નહાલચંદ
            - મંગળદાસ
          - નાથાલાલ
        - અમરચંદ
          - હાલાભાઇ
        - મગનલાલ
      - ભેચરદાસ

## મહેસાણા નિવાસી સ્વ. શેઠ નગીનદાસ રાયચંદ ભાંખરીઆનું

# સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

જીવન ચરિત્ર જગાવતાં, જગમાં અનેરી ચેતના,
કૃતપુણ્ય કાર્યોની સુવાસો, સ્મૃતિપટે એ રેલતાં.
શિખવે અમોલા પાઠ,—કર્તવ્યો સુધર્મ વિશેષતા,
આદર્શ નવલા આપતાં, શુભ દાન ધર્મ અનેકધા.
દોરે મનોહર રૂપરેખા, ભાવિમાંહિ સુરેખ ત્યાં,
શિખવે સુદેવ ધર્મ સદ્ગુરૂ એ ત્રણેની સેવના.
અભિલાષ ઉદ્ભવતા પરમ, સત્કાર્ય કરવા નવ નવા,
જીવન ચરિત્ર મણી જડયાં બહુ મૂલ્યવાન સદા અહા ?

—પા. કુ.

જીવન ચરિત્ર એ ભૂતકાળમાં થયેલા સત્પુરૂષોના આદર્શ જીવનની રૂપરેખાં હોઇ, નવાં જીવન ઘડવામાં માર્ગ દર્શક ભોમીઆની ગરજ સારે છે. જીવન ચરિત્ર આપણને કર્તવ્ય, ત્યાગ, દયા, પરોપકાર, દેવ ગુરૂ ધર્મ અને સ્વદેશની ભક્તિનાં જવલંત દૃષ્ટાંત પૂરાં પાડી આપણા ભાવી જીવનમાં નવીન ચેતનાના જ્યોતિ ચમત્કાર ચમકાવી, કર્તવ્યતાના પંથે દોરી જાયછે.

સ્વ. શેઠ નગીનદાસ રાયચંદ ભાંખરીઆનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર અત્ર આપવાની પ્રવૃત્તિ થવામાં જીવન દોરનારનો હેતુ તેમના વિશિષ્ઠગુણોનું દર્શન કરાવવાનો છે. દરેક જીવનચરિત્રમાંથી કોઇને કાંઈ શિખવાનું તો અવશ્ય મળે છેજ.

મહુંમ શેઠ નગીનદાસનો જન્મ ગુર્જરાષ્ટ્રના શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના કડી પ્રાંતના મેહેસાણા નામના પ્રસિદ્ધ નગરમાં સં. ૧૯૦૪ ના કારતક વદિ અમાવાસ્યાના રોજ થયો હતો, અને

આ પુત્રના પગલાં વખણાયા હતા તેમના પિતાનુ નામ રાયચદભાઇ હતુ. તેઓ (રાયચદભાઇ) પ્રથમ ઉઝા પાસેના "ભાખર" ગામમા રહેતા હતા અને આથી તેમની અટક ભાખરીઆ રાખવામા આવી છે ભાખરથી મહેસાણા આવી રહ્યા અને તત્પશ્ચાત્ વ્યાપારાર્થે ચોર્યાશી બદરનો વાવટો ગણાતા મુબાઇ શહેરમા આવ્યા અને જથાબધ ચહાનો વહેપાર મોટા પાયાપર શરૂ કર્યો અને પુણ્ય પ્રતાપે તેમજ પોતાની કાર્ય કુશળતાથી તે ધધામા સારૂ ફાવી શકયા, તેમજ કીર્તિ આબરૂ તથા સારી લક્ષ્મી ઉપાર્જન કરી શકયા. જે દુકાન અદ્યાપિ તેમના સુપૌત્રો ચલાવે છે તેમને જૈનધર્મ અને સુગુરૂ પર ઘણો પ્રેમ અને શ્રદ્ધા હતી અને પોતે ધાર્મિક જ્ઞાન પણ સારૂ મેળવ્યુ હતુ.

મોટી ઉમર થતા સુધી તેમને સંતાન ન હોવાથી કાંઇક ચિતા થવા સરખુ છતા સમતાથી ધર્મધ્યાનસા દત્તચિત રહેતા પુણ્યવયે તેમને ત્યા આપણા ચારિત્ર નાયક શેઠ નગીનદાસનો જન્મ થયો હતો અને કુટુબમા આનદ પ્રસરી રહ્યો હતો

આવા પ્રસગે પુત્રોત્પતિના અભાવે ઘણાક ધર્મજ્ઞાન રહિત જીવો, મેલડી, ભુઆ દેવી આદિ મિથ્યાત્વી દેવ દેવલાની માનતા આખડી રાખે છે, પણ મહુંમે તેમ ના કરતા માત્ર જૈન ધર્મ સુગુરૂ અને સુદેવનાજ આરાધન ચાલુ રાખ્યા હતા ને ધર્મના પસાયે તેમને ત્યા પુત્ર થયો હતો આ પરથી ખાસ શીખવા જેવુ એ છે કે પ્રારબ્ધમા હોયછે તો અવશ્ય ફળ મળે છેજ, પણ નકામી ધમાલ કે બાધા આખડીઓ રાખવી તે નકામુ છે, તેમજ ધર્મનો પસાય પણ આશ્ચર્યકારક છેજ

પુત્ર પ્રાપ્તિ થવાથી તેમજ ધર્મનો પ્રતાપ નજરે જોવાથી શેઠે કેશરીઆજીનો સઘ કાઢવા નિશ્ચય કરી સવત્ ૧૯૦૦ મા છરેરી પાળતો સઘ કાઢી સઘ અને તીર્થ સેવાનુ મહાન્ પુણ્ય ઉપાર્જન કર્યું તત્પશ્ચાત્ આ ધર્મજીજ્ઞાસુ ભવ્યાત્માએ સવત્ ૧૯૨૩ વૈશાખ સુ ૭ ના રોજ મહેસાણામા ( મહેસાણાનુ આખુ-

ગામ ) સર્વ કોમ જથાવાળાઓને પ્રેમ વાત્સલ્ય જમણ આપી આશરે રૂ. ૧૦૦૦૦ ખર્ચ્યાં હતા. આવાં સુકૃત્યો કરનાર પિતાના પુત્રને પણ તે પિતાનાજ સંસ્કારો પડયા હતા. તેમજ વિચારો પણ પિતાના જેવાજ બહોળા અને ધર્મિષ્ઠ હતા. તેમણે સદ્ગુરૂ પાસે ધર્મનું જ્ઞાન બાલ્યાવસ્થાથીજ મેળવ્યું હતું. કુટુંબના સંસ્કારોએ આ જ્ઞાનને વધારે પ્રકાશ આપ્યો, અને દેવ ધર્મ તથા ગુરૂ પર વધારે દૃઢ પ્રીતિવંત થયા. તેઓ પ્રસંગોપાત્ત ગુરૂ શ્રીમદ્ રવિસાગરજી મહારાજનો સમાગમ થતાં આ સંસારની અસારતા-લક્ષ્મીની ચપળતા વિગેરેની અનિત્ય ભાવના ભાવતા અને ઉદય આવેલાં કર્મ ભોગવવા સંસારમાં રહેવા ફરજ પડી છે, એમ માની નિર્લેપવૃત્તિથી સંસાર ધુરા વહેતા હતા.

તેમને ત્યાં તેમના જ્યેષ્ટ પુત્ર અમથાલાલનો જન્મ થતાંજ કુટુંબમાં આનંદ પ્રસર્યો હતો. આ શુભ પગલાંના સુપુત્રના જન્મથી શેઠ નગીનદાસને ધર્મકૃત્યોપર વિશેષ રૂચિ થઇ હતી, અને છરેરી પાળતો સંઘ, પિતાની માફક કાઢવા તેમણે નિશ્ચય કર્યો અને શ્રાવક, શ્રાવિકા, સાધુ સાધ્વીના સમુદાયસાથે સંઘ, શ્રી કેશરીઆજીનો કાઢયો હતો, તથા આઠવર્ષની વયના શ્રી અમથાલાલને કેશરતુલા તેમના ભારોભાર કેશરતોલી શ્રી કેશરીઆજીને (દાદાને) કેશર ચઢાવ્યું હતું. જેમાં તેઓને આશરે રૂ ૧૨૦૦૦ ) ખર્ચ થયા હતા. મહેસાણામાં શ્રી પાર્શ્વનાથપ્રભુના મોટા દેહરાસરમાં એક દેરડી નકરો ભરી લીધી હતી અને તેમાં શ્રી મુનિસુવ્રતસ્વામીની પ્રતિષ્ઠા સં. ૧૯૫૦ માં કરી હતી. તે વખતે રથયાત્રાનો વરઘોડો ધામધૂમથી કાઢી તથા નવકારશી કરી ધર્મ પ્રભાવના કરી હતી.

એકંદર ધર્મ કાર્યોમાં સહુંમ અગ્રભાગ લેતા હતા. ઉત્સાહ અને ઉમંગથી ધર્મકાર્ય કરતાં વ્યાપારાદિમાં વિપુલ સંપત્તિ અને ઉજવલ કીર્તિ તેઓ પામ્યા હતા. મુંબાઇમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી, અને મુંબાઇના કોટના જૈન દેરાસરના મેનેજર તરીકે

તેમણે દશ વર્ષ સુધી કાર્ય કર્યું છે, તેમને દરવર્ષ શ્રી સિદ્ધાચળની યાત્રાર્થે જવાનો નિયમ હતો, તેમજ શ્રી કેશરીઆજી તીર્થ માટે પણ તેમને બહુ શ્રદ્ધા અને પ્રેમ હતો અને વખતો વખત ત્યા યાત્રાર્થે જતા હતા

શેઠ નગીનદાસે પિતાની ચાહની દુકાન પ્રમાણિકપણે ચલાવવા માડી હતી, અને ચહા બજારમા ઘણી સારી ખ્યાતિ મળેલી હતી તેઓ ઉદાર દિલના સરળ સ્વભાવી મિલનસાર પ્રકૃતિવાળા સ્પષ્ટ વકતા, દયાળુ તથા આનદી સ્વભાવના હતા તેઓએ પિતાની પાછળ ન્યાતો કરી પાચ ન્યાતે બેડાની લ્હાણી કરી સાસાંરિક વ્યવહારને પણ શોભાવ્યો હતો આનદપૂર્વક જીવન વ્યતીત કરતા તેઓ આયુષ્ય પૂર્ણ થયે મહેસાણામા સવત્ ૧૯૬૯ ના અશાડ વદિ ૫ ને બુધવારના રોજ સવારે સાડા અગીઆર વાગે ધર્મ શ્રવણપૂર્વક સ્વર્ગગમન કરી ગયા

તેમને મહાત્મા શ્રીમદ્ રવિસાગરજી મહારાજ તથા શાત મૂર્તિ શ્રીમદ્ સુખસાગરજી મહારાજ પર બહુ પ્રેમ ભક્તિ અને શ્રદ્ધા હતી અને તેમનામા ધર્મરૂચિના જ્વલત કિરણો એજ સદ્‌ગુરૂશ્રીએ પ્રગટાવેલા હતા સદ્‌ગુરૂ સેવાનુ ફળ અલૌકિકજ હોય છે મહુંમ ઉક્ત મહાત્માનુ કોઇ કાળે વચન ઉત્થાપન કરતા નહિ, તેમને સદ્‌ગુરૂસેવાથી મહાન્ ધર્મલાભ તેમજ વ્યાવહારિક સપત્તિ થઇ હતી, તેમજ તેમણે ધર્મ પ્રભાવના પણ ગુરૂ ઉપદેશથી સારી કરી હતી, તેમજ વહેવારિક કાર્યો પણ કુળને શોભે તેવા કર્યા હતા. સઘ કાઢીને સઘ ભક્તિ પણ કરી હતી આ સૌ ગુરૂ ઉપદેશનાજ શુભ પરિણામ હતા મર્હુંમ પોતાની પાછળ છ પુત્રો મૂકી ગયા છે નગીનદાસે અમારી પાસે વ્યાખ્યાનો સાભળ્યા છે, તેઓ ટેકીલા ગુરૂભક્ત હતા

૧ અમથાલાલ ૨ મણિલાલ ૩ ચદુલાલ ૪ મોહનલાલ ૫. ચીમનલાલ ૬ પોપટલાલ

આ સુપુત્રો પણ પિતાની પાછળ પોતાની ચાહની દુકાન

પ્રમાણિક પણે ચલાવે છે. તેમજ ધર્મકૃત્યો પણ કરે છે. તેઓ પણ સર્વે ધર્મમાં દત્ત ચિત્તવાળા ગુરૂભક્ત અને શાસન પ્રેમી છે. પૂજ્ય પિતાની પાછળ તેમજ યોગનિષ્ઠાધ્યાત્મજ્ઞાનદિવાકર ધર્મધુરંધર બાલબ્રહ્મચારી મહાકવિ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમદ્બુદ્ધિસાગર-સૂરીશ્વરજીના સદુપદેશથી સંવત્ ૧૯૭૯ ના આગસર સુદિ છઠના રોજથી નવપદ ઉદ્યાપન મહોત્સવ ( ઉજમણુ ) ઘણીજ ધામધૂમથી કર્યું હતુ. હમેશાં ગુરૂ મહારાજશ્રીમદ્બુદ્ધિસાગરસૂરિની વિરચિત અધ્યાત્મજ્ઞાનથી ઉભરાતી નવરસપૂજાઓ પ્રભુ પાસે ભણાવાતી, તથા ભાવનાઓ આંગી વિગેરે તેમજ ટોળીઓ પ્રભુગુણ ગાતી. આવા શુભ મહોત્સવે મહેસાણા શહેર હલમલી રહ્યું હતું. ગુરૂશ્રીના ઉપદેશથી ૭ છોડ ખાદીના ભરાવ્યા હતા ને ત્રણ છોડ મખમલના ભરાવવામાં આવ્યા હતા. તેમણે પોતાના પૂજ્ય પિતા તથા પૂજ્ય માતુશ્રી બાઈ નાથી ( કે જે સં. ૧૯૭૩ ના આશોમાસમાં કાળ ધર્મ પામેલ ) તથા મામા શ્રી જોઇતારામ છગનલાલ દોશીના પુણ્યાર્થે ગુરૂઉપદેશથી ન્યાતોને બહુ નવકારશીઓ કરી હતી. તેમજ ઉજમણામાં લ્હાણીઓમાં " શ્રી સુખસાગર ગુરૂ ગીતા " તેમજ " દેવવંદન સ્તવન સ્તુતિ સંગ્રહ " નામના પુસ્તકો છુટથી વહેચ્યાં હતાં.

ભાઈ અમથાલાલ મહેસાણાની શ્રી સુખસાગરજી પુસ્તકાલયના તથા મુંબાઈ કોટની જૈન મિત્ર સભાના ટ્રસ્ટી તરીકે કામ કરે છે. તેમજ મુંબાઇ કોટના દેરાસરમાં પણ ચૌદવર્ષપર્યંત પિતાની માફકજ મેનેજરનું કામ કર્યું હતું અને હાલમાં પણ અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળના પ્રગટ થતાં પુસ્તકો પ્રચાર કરવા યથાશક્તિ ધર્મ કાર્યોમાં ઉદ્યુક્ત રહે છે.

પિતાના વિચારો અને આચારોનો વારસો પુત્રોને મળે છે એ કહેતી શ્રી નગીનદાસના સુપુત્રોએ સારી પાડી છે. સદ્‌ગત નગીનદાસ ભાંખરીઆના સુપુત્રો પણ ધર્મમાં સારો લાભ લે છે. સૌ ભાઇઓનુ કુટુંબ હજુ સુધી પણ સંપીજંપીને એકત્ર રહે છે. તેમના હાથે ધર્મ કાર્યો થાવ ! તેમણે " લાલા લાજપતરાય અને જૈન

ધર્મ" નામનું પુસ્તક છપાવવામાં ( પિતાની પાછળ ઉજમણા નિમિત્તે ) મદદ કરી છે આવાજ સુકૃત્યો તેઓના હાથે થાય એ વાગ્છા છે

શેઠ. નગીનદાસ ગયચંદ, જૈનધર્મી નીતિવાળા બાહોશ વ્યાપારી સખાવતે બહાદૂર હતા. તેમણે અમારો સદુપદેશ સાળભ્યો હતો અને ગરીબ લોકોને ઘણુ દાન કર્યું હતુ તથા પાજરાપોળો, ગરીબ શ્રાવકોમા દેગસરો, ઉપાશ્રય વગેરેની ટીપોમા હજારો રૂપીયા ખરચ્યા હતા, ત મેસાણા જૈનકોમમા આગેવાન હતા સદાચારી પ્રમાણિક નગીનદાસ શેઠના મરણથી જૈનકોમને તથા મેસાણાને ખોટ પડી છે તેમની પાછળ તેમના સુપુત્રો એવા થાઓ અને જૈનધર્મની આરાધના કરો. શેઠ નગીનદાસના પુત્રો ધર્મી, પરોપકારી નીતિવાળા અને દેવગુરૂધર્મની શ્રદ્ધા ભક્તિવાળા અને પરોપકારના કાર્યોમા યથાશક્તિ દાન કરનાર દયાળુ પ્રેમી ગુરૂભક્ત છે તેમનામા અનેક ગુણો ખીલો અને શાસન દેવો તેઓને સહાય કરો

इत्येवं ॐ अर्हं महावीर

शान्ति शान्ति शान्ति

(વિ. સં ૧૯૮૦ આશ્વિન શુક્લ વિજ્યા દશમી) લે. બુદ્ધિસાગરસૂરિ.

---

ॐ अर्हं महावीराय नम

# लाला लजपतराय
### अने
# सनातन जैनधर्म



અનાદિકાલથી દુનિયામા જૈન ધર્મ અને જૈનો છે. જૈનો પરમ આસ્તિક છે આત્મા, જડ પુણ્ય, પાપ, બધ મોક્ષ, પરલોક પુનર્જન્મ જે માને છે તે આસ્તિક છે, લોકમાન્ય તિલકે વડોદરા જૈન કોન્ફરન્સમા જાહેર કર્યું હતુ કે જૈન ધર્મ છે તે વેદ ધર્મ જેટલો પ્રાચીન ધર્મ છે જર્મનનો પ્રખ્યાત વિદ્વાન હર્મન જેકોબી વગેરે યુરોપીય વિદ્વાનો હવે જાહેર કરે છે કે જૈન ધર્મ છે તે બૌદ્ધ ધર્મથી અલગ અને પ્રાચીન ધર્મ છે અને તે વેદ ધર્મ સમાન કાલીન પ્રાચીન ધર્મ છે, જ્યારથી જગત્ છે ત્યારથી જૈન ધર્મ છે. બૌદ્ધ ધર્મના શાસ્ત્રો અને જૈનધર્મના શાસ્ત્રોના જ્ઞાતાઓ હવે એકી અવાજે પોકારે છે કે જૈન ધર્મ છે તે બૌદ્ધધર્મની શાખા નથી સ્વામી દયાનદ સરસ્વતીજીએ સ્વરચિત સત્યાર્થ પ્રકાશના બારમા ઉલ્લાસમા બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ એક છે અને બૌદ્ધ ધર્મની જૈન ધર્મ શાખા છે એવુ જે કથ્યુ છે તે ફક્ત મિથ્યા ભ્રાતિ છે અને સ્વધર્મ પક્ષપાત બુધ્ધિથી કથ્યુ છે અને હવે તેમની એ ભૂલને ઐતિહાસિકતત્ત્વવિદોએ ભાગી નાખી છે જૈનધર્મ તે આર્ય ધર્મ છે. લોક માન્ય તિલક કથે છે કે. હિદુઓ કે જેઓ એક વખત પણ હોમ-યજ્ઞ કરતા હતા, તેઓની પશુ યજ્ઞની માન્યતા હઠાવનાર જૈન ધર્મ છે હાલનો જે હિદુ ધર્મ છે તેમા જે દયાના અહિસાદિ વિચારો છે તે જૈન ધર્મના છે, જૈનધર્મે વૈદિક હિદુ

ઓને પોતાની અસરમાં લીધા છે, ઉપનિષદો અને પુરાણો ઉપર પણ જૈન ધર્મની અસર થઇ છે. બ્રાહ્મણ ધર્મનું રક્ષણ કરનારા દક્ષ કલાવિદ્ બ્રાહ્મણોએ જે કાલે જેની ન્યૂનતા જણાઇ અને જૈનાદિ ધર્મની જે શ્રેષ્ઠતા જણાઇ તેને પોતાની કરી શાસ્ત્રોમાં રચી ભેળવી દીધી તેથી બ્રાહ્મણોએ પોતાની મહત્તા જાળવી, બ્રાહ્મણો દ્રવ્ય, ક્ષેત્ર, કાળભાવના જ્ઞાતા હતા તેથી અન્યોના ધર્મતત્વોની માન્યતાઓ પોતાની કરી દેઈને પોતાના પ્રભુના નામે ચઢાવી પોતાના હિંદુ ધર્મની મહત્તા જાળવી. કારણ કે તેઓ પોતાનું ગુરૂ પદ જાળવવાની બુદ્ધિરૂપ ગળથુથીના અનુભવી છે. હિંદુધર્મ તરીકે દુનિયામાં ત્રણ ધર્મ પ્રસિધ્ધ છે. જૈનહિંદુધર્મ, વેદ પૌરાણિક હિંદુ ધર્મ અને બૌધ્ધ હિંદુ ધર્મ. આ ત્રણ ધર્મો હિંદમાં આર્ય દેશમાં પ્રગટેલા છે માટે એ ત્રણને હિંદુધર્મ–આર્યધર્મ કહેવામાં આવે છે. મહાભારત ગ્રન્થમાં જૈનધર્મની માન્યતા આવે છે. તેથી મહાભારતના કાલમાં વૈદિકધર્મ જેટલો જૈનધર્મ પણ પ્રાચીન ગણાતો હતો. ભાગવત પુરાણમાં ઋષભદેવનું ચરિત્ર આવે છે. જૈનો ઋષભદેવને પ્રથમ તીર્થંકર આદિ નાથ માને છે, બ્રહ્મા માને છે. વૈષ્ણવો ચોવીશ અવતારો માને છે તેમાં ઋષભદેવને ઇશ્વરાવતાર માનેલો હોવાથી જૈનધર્મ ઘણો પ્રાચીન સિદ્ધ થાય છે. વેદધર્મ જેમ વેદશાસ્ત્રોથીજ પ્રાચીન સિદ્ધ થાય છે તેમ જૈનધર્મ પણ જૈનશાસ્ત્રોથી પ્રાચીન સિદ્ધ થાય છે. ઉપનિષદોની કેટલીક એવી શ્રુતિયો છે કે જે જૈનધર્મના સિદ્ધાંતોને સિદ્ધ કરે છે. કાશીના મહાપંડિત મહોપાધ્યાય રામ મિશ્રજીએ જૈનધર્મ સંબંધી લખતાં જણાવ્યું છે કે વેદધર્મ જેટલો જૈનધર્મ પ્રાચીન છે, અમો જૈનો જૈનશાસ્ત્રોના આધારે એમ માનીએ છીએ કે આ અવસર્પિણીઆરામાં શ્રી ઋષભ દેવ ભગવાને જૈનધર્મની સ્થાપના કરી પશ્ચાત્ તેમના પુત્ર ભરતે આર્ય વેદોનો પ્રકાશ કર્યો. પશ્ચાત્ તે વેદોમાં બ્રાહ્મણોએ પ્રક્ષેપ ભાગ વધાર્યો, પ્રભુમહાવીર દેવ જન્મ્યા તે વખતે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચારવેદ

કાયમ હતા, મહાભારત હતું અને ભાગવત પણ હતુ. [1]વેદોના કેટલાકવિભાગોમા જૈનતીર્થંકરોના નામો આવે છે તેથી પણ જૈનધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે હાલના ચાર વેદો છે તેઓની બધી મળી એક હજાર ઉપર શાખાઓ હતી અને દરેક શાખાના ભાગો મતવ્યો જુદા જુદા કેટલાક હતા એટલી ગએલી શાખાઓના મત્રોમા જૈનતીર્થંકરોના નામો હતા તેથી પણ જૈન ધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે વૈષ્ણવોના ચોવીશ અવતારો પૈકી પન્નરમા અવતાર પછીના નામો વેદોના સાહિત્યમા આવે છે તેથી પણ એમ સિધ્ધ થાય છે કે પૂર્વના જે પન્નર અવતારો છે તે પૈકી પ્રથમ ઋષભાવતારમા જૈન ધર્મ હયાત હતો. આ બાબતને એક દિગબર પડિત પોતાના ઇગ્લીશ પુસ્તકમા સિધ્ધ કરી બતાવે છે પૂર્વે આર્ય જૈનોના અને બ્રાહ્મણોના વેદો એકજ હતા પણ પાછળથી વેદોની માન્યતામા ભેદ થયો એમ જૈન કલ્પ સૂત્ર કે જે ઘણુ પ્રાચીન છે તેમા લખ્યુ છે તેથી પણ સિધ્ધ થાય છે કે આર્ય ચાર વેદો કે જેમા ગૃહસ્થ જૈનોના ધર્મ કર્મનુ મુખ્યતાએ વર્ણન હતુ તેના ઉત્પાદક ભરત રાજા યાને ભરત ઋષિ હતા તેથી પણ જૈન ધર્મની પ્રાચીનતા સિધ્ધ થાય છે જૈન શાસ્ત્રોમા પટ્ટાવલીયોનો એક ઐતિહાસિક ભાગ છે તે સબધી અમોએ ગચ્છમત પ્રબધ નામનુ પુસ્તક લખ્યુ છે તેમા જૈનોના ચોરાશી ગચ્છોનુ વર્ણન છે તે ગચ્છ પૈકી એક આગમ ગચ્છ હતો અને એક निगमगच्छ હતો. આગમ ગચ્છ અને નિગમગચ્છના

---

૧ ઋગવેદમા જૈન તીર્થંકરોની સ્તુતિ–ॐ त्रैलोक्य प्रतिष्ठितानां चतुर्विंशति तीर्थंकराणा ऋषभादिवर्धमानान्ताना सिद्धाना शरणं प्रपद्ये ॥ તથા યજુર્વેદમા નીચે પ્રમાણે–ॐ नमो अर्हतो ऋषभो ॥ ॐ ऋषभ पवित्रं पुरुहुतमध्वरं यजेपुनग्न परममाह सस्तुत वार शत्रुजयत पशुरिन्द्रमाहुरितिस्वाहा । उत्रातारमिन्द्र ऋषभं पवन्ति अमृतारमिन्द्रं हवे सुगतसुपार्श्वमिन्द्र वेशक्रमजित तद्वृधर्धमान पुरुहुत मिन्द्र माहुरिति स्याहा.

મુખ્ય ભેદો સંબંધી અમોએ ગચ્છમત પ્રબન્ધ અને ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ એ બે પુસ્તકમાં વિવેચન કર્યું છે. આગમ ગચ્છ વાળા આગમોનીજ માન્યતા મુખ્યતાએ સ્વીકારે છે અને નિગમગચ્છ વાળા જૈન વેદો અને આગમોની માન્યતા સ્વીકારે છે. નિગમગચ્છ ની હયાતી વિક્રમના ચૌદમા સૈકા સુધી તો લગભગ હતી એમ "મન્હજિણાણું સઝઝાય" ની ઉપદેશકલ્પવલ્લિ નામની ટીકાથી સિધ્ધ થાય છે. ઉપદેશ કલ્પ વલ્લિમાં લખ્યું છે કે તીર્થંકરના વખતમાં દ્વાદશાંગી અર્થાત્ આગમો પ્રગટે છે અને ગૃહસ્થાચારવાળાં નિગમો અર્થાત્ વેદો તો શ્રી ઋષભ દેવ ભગવાનના પુત્ર ભરતથી ચાલ્યાં આવે છે અને જૈનો બન્નેને માને છે ત્યારે તેમની ઉન્નતિ થાય છે. નિગમગચ્છ ઉપરથી ઐતિહાસિક બાબતમાં અજવાળું પડે છે કે પહેલાં જૈનો વેદો માનતા હતા અને તે વેદોમાં જૈન ધર્મના આચારો હતા અને આગમોમાં તત્ત્વજ્ઞાન તથા ત્યાગીઓના આચાર વિચારની મુખ્યતા વર્ણવેલી હોય છે. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે જૈનધર્મ ઘણો પ્રાચીનકાલથી ચાલતો આવતો ધર્મ છે. વેદમાં स बृहस्पतिर्वः पुनातु अरिष्टनेमिर्वः पुनातु ઇત્યાદિ ખાસ દરરોજ ભણાતા મંત્રો છે. જૈનોના બાવીસમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ છે. જુઓ સકલાર્હતમાં શ્રી અરિષ્ટનેમિની સ્તુતિ—यदुवंशसमुद्रेन्दुः कर्मकक्ष हुताशनः अरिष्टनेमिर्भगवान् भूयाद्वोरिष्टनाशनः ॥ આમાં બાવીશમા તીર્થંકરની સ્તુતિમાં તેમનું અરિષ્ટનેમિનામ પ્રસિદ્ધ છે. શ્રીનેમિનાથ ભગવાનને થયાં હજારો વર્ષ થઇ ગયાં છે તેથી તેવા પ્રસિદ્ધ તીર્થંકરનું નામ વેદ મંત્ર ભાગમાં ઋષિએ પ્રકાશેલું છે તેથી પણ જૈનધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે. અરિષ્ટનેમિનો આવો રૂઢ અર્થ બાવીસમા તીર્થંકરનો ત્યાગ કરીને અન્ય વિદ્વાનો તેનો યૌગિક અર્થ સિદ્ધ કરવા માંડે તો પછી વિદ્વાનો વેદની શ્રુતિયોના લાખો અર્થ જુદા જુદા કરે તેથી સર્વ લોકોનો એકમત ન રહે એ સ્વાભાવિક છે, તેથી જૈનો અરિષ્ટનેમિનો બાવીસમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ

તરીકે અર્થ કરે છે અને તેને સ્હામા પક્ષકારો ફેરવી દેતો તેમા અમારી કઇ હાનિ નથી. કારણ કે અમો તો - અરિષ્ટનેમિર્વ પુનાતુ એ મંત્રથી બાવીસમા તીર્થંકર શ્રી અરિષ્ટ-નેમિ, અમોને પવિત્ર કરો એ અર્થજ સત્ય માનીએ છીએ વેદના એકેક મંત્રનો આર્ય સમાજીઓ, શાકરમતાનુયાયીઓ, રામાનુજ, વલ્લભાચાર્ય વગેરે જુદા જુદા અર્થ કરે છે તે પ્રમાણે અરિષ્ટ નેમિનો બીજા પક્ષવાળાઓ જુદો અર્થ કરે તો તેથી અમારા અર્થને હાનિ પહોચતી નથી કારણ કે અમોએ કરેલો સત્ય અર્થ છે અને તેનો જૈન પ્રાચીન સૂત્રોમા લખેલા અરિષ્ટનેમિશબ્દ સાથે બરા-બર મેળ આવે છે. અરિષ્ટનેમિ ભગવાન્ના નામની પેઠે વેદની અન્ય ટલી ગએલી શાખાઓમા જૈન તીર્થંકરોના નામો હતા તેના મંત્રો પણ અમારી પાસે મૌજુદ છે તેથી વેદોમા તીર્થંકરોના નામોની યાદી છે તેથી જૈન ધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે બાવી સમા તીર્થંકરનુ નામ તો વેદ મંત્રથી સ્પષ્ટ જણાય છે. તેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ ભગવાન્ આજથી સત્તાવીશ સો વર્ષ ઉપર કાશીમા અશ્વસેન રાજાના પુત્ર અને વામા રાણીના પુત્ર તરીકે પ્રસિદ્ધ થયા હતા અને એ બાબતતો જૈન શાસ્ત્રો વગેરેથી સિદ્ધ થાય છે જર્મનીના પ્રખ્યાત પ્રોફેસર હર્મન જેકોબી વિગેરે યુરો-પીયન વિદ્વાનો હવે તો એકમતે જાહેર કરે છે કે. ચોવીસમા તીર્થં-કર શ્રી મહાવીર વર્ધમાન પૂર્વે અઢીસો વર્ષ ઉપર ત્રેવીસમા તીર્થં-કર પાર્શ્વનાથ સિદ્ધ થયા અને તે પહેલા જૈન શાસ્ત્રોથી તથા વેદથી બાવીસમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ સિદ્ધ થાય છે, જૈન રામાયણ પુસ્તકના આધારે વીશમા તીર્થંકર શ્રી મુનિ સુવ્રતના વખતમા રામચંદ્ર થયા છે. એમ સિદ્ધ થાય છે તથા ભાગવતના આધારે

---

* स्वस्ति न स्तार्क्ष्यअरिष्टनेमि स्वस्तिनो बृहस्पतिर्द-धातु ॥ वेदमन्त्र स्वस्ति न इन्द्रो वृद्धश्रवा स्वस्तिन पूषा विश्ववेदा स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमि स्वस्तिनो बृहस्पति र्दधातु ॥

પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ સિદ્ધ થયા તેથી બાકીના તીર્થંકરો પણ પ્રાચીન ઘણા કાળ પૂર્વે થયા હતા એમ સિદ્ધ થવામાં કોઇ જાતનો વિરોધ આવતો નથી અને તેથી જૈન ધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે. હિંદુ પુરાણમાં શ્રી આદિનાથની યાત્રા સંબંધી નીચે પ્રમાણે કથ્યું છે.* अष्टषष्टिषु तीर्थेषु यात्राया यत्फलंभवेत् श्री आदिनाथ देवस्य स्मरणेनाऽपितत्फलम् અડસઠ તીર્થની યાત્રાથી જે ફલ થાય છે તે આદિનાથ-અર્થાત્ ઋષભદેવના સ્મરણથી ફલ થાય છે ઇત્યાદિ પુરાણોની પૂર્વે જૈન ધર્મ હતો એમ સિદ્ધ થાય છે. દેશનાયક લાલા લજપતરાયે भारतवर्षका इतिहास એ નામનું પુસ્તક લખ્યું છે તેમાં તેમણે લખ્યું છે કે–

१ लोगोंका अनुमान है के बुद्धधर्म के आरंभ के पास पासही जैनधर्मका प्रकाश हुआ.

२ यद्यपि जैन यहमानते हैकि जैन धर्म के मूल प्रवर्तक पार्श्वनाथ थे, जो भगवान् बुद्धसे लगभग ढाइसो वर्ष पहेले हुए.

३ जैन धर्म के वडे मूल पुरुष श्री वर्धमान महावीर हुए है.

४ महावीरजी मगध देशके राजकुमार थे। पूर्णयुवावस्था कालमें वे संसारका परित्याग करके पारसनाथजीके संप्रदायमें

---

* પુરાણો પૈકી કેટલાંક પુરાણોના શ્લોકોમાં જૈન તીર્થંકરોનાં નામો આવે છે તથા જૈન સાધુઓનાં લક્ષણ તથા તેઓના આચારની બાબતો આવે છે: માટે મહાભારતના કેટલાક શ્લોકોમાં જૈન ધર્મના અહિંસાવાદનું મંડન અને પશુયજ્ઞનું ખંડન કરવામાં આવેલું છે તેથી તે વખતમાં જૈન ધર્મની વૈદિક ધર્મપર અસર થએલી હતી તેથી મહાભારત રચાયાના કાલમાં જૈન ધર્મની અને જૈનોની ચઢતી દશા હતી તેથી મહાભારતનાં વસુરાજા, પર્વત, નારદનાં દૃષ્ટાંતોથી જોતાં જૈન ધર્મની તે વખતે પ્રબલ અસર હતી એમ સિદ્ધ થાય છે તેથી મહાવીર પ્રભુ પૂર્વે રચાયેલ મહાભારત ગ્રન્થથી ત્રેવીસમા પાર્શ્વનાથ પૂર્વના તીર્થંકરોની અને જૈન ધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે.

सम्मिलित हो गये.। कुछ वर्ष के पश्चात उन्होंने एक नवीन संप्रदायकी निघडाली और अपनी शिक्षाका खूब विस्तार किया॥

લાલાજીએ આ ચાર બાબતોમા ઐતિહાસિક દૃષ્ટિએ મોટી ભૂલ કરી છે. લાલાજી ઇતિહાસ લખવા બેઠા છે તે સબધી કોઇ જૈન શાસ્ત્રો વાચ્યા નથી અને ફક્ત તીર્થંકર અને જૈન ધર્મને અન્યાય આપવા માટે અન્ય લોકોના શાસ્ત્રીય ઐતિહાસિક પ્રમાણુની સાક્ષી પણ ન આપતા અન્ય લોકોનુ અનુમાન છે કે બૌદ્ધધર્મના આરભ લગભગમા જૈનધર્મનો પ્રકાશ થયો" વાહ! લાલાજી તમોએ અન્ય લોકોના અનુમાન ઉપર ગાડુ ચલાવ્યુ, કોઇ ગ્રન્થ પ્રમાણુની સાક્ષી ન આપી અને ઇતિહાસ લખવા બેઠા તેથી જૈનધર્મના પર પ્રહાર કરી જૈનોના દિલ દુખવ્યા તે પ્રમાણે જો પોતાની ખાસ તપાસ વિના રાજકીયપ્રકરણમા પણ લોકોના અનુમાનપર અધવિશ્વાસ રાખી ચાલશો તો બ્રિટીશ રાજ્ય પ્રકરણના સત્તાધિકારીઓ કરતા પણ ઘણા હેઠા ઉતરી શકશો લાલાજી! તમો જાતે કોઇ પુસ્તક પ્રમાણુનો અનુભવ લીધાવિના આવુ અન્યોર લખાણુ કરવા બેઠા તેથી ઉલટુ તમારા જ્ઞાનના પ્રમાણિકપણામા ભૂલ થઇ અને તેથી તમારા ઉપરના ઐતિહાસિક વિશ્વાસને વિદાયગીરી મળી. લાલાજી! આવી રીતે જૈનશાસ્ત્રોનો અભ્યાસ કર્યો વિના તમો જૈનધર્મ છોડી આર્ય સમાજી થયા તેવી આપના ગુરૂ શ્રી દયાનદ સરસ્વતીની પેઠે અન્ય ધર્મોપર આક્ષેપ કરી સ્વધર્મની પ્રાચીનતાની ધૂનમા લાગી ગયા જણાઓ છો લાલાજી!! ઉપરની હકીકતથી જાણ્શો કે જૈનધર્મ છે તે વેદધર્મ જેટલો પ્રાચીન છે એમ કથનાર લોકમાન્ય તિલક વગેરેની દલીલો તોડી હોત અને પછીથી બોલ્યા હોત તો કોઇ તમારા વચનપર વિચાર કરત. જાતે જ્ઞાનપૂર્વક અનુભવ કર્યા વિના લોકોના અનુમાને ચાલ્યા એ પેલા ઇગ્લાડના રાજ્યદ્વારીઓની તમો હિદ માટે ભૂલો કાઢોછો તેવી રીતે તમારી ભૂલ કાઢવા જેવુ સિદ્ધ થયુ છે લાલાજી!!! તમોએ તો તે પ્રમાણે લખવામા કઇ પ્રમાણ આપ્યુ નથી. લોકશબ્દથી તમો યુરોપીય

વિદ્વાનો માટે કહેતા હો તો તે સંબંધમાં કહેવાનું કે હવે યુરોપીય વિદ્વાનો જૈનધર્મની પ્રાચીનતા જણાવવા લાગ્યા છે અને જૈનધર્મ છે તે બૌદ્ધધર્મની પહેલાંનો છે એમ પ્રોફેસર હર્મન જેકોબી વગેરે વિદ્વાનોએ પોતાના પુસ્તકોમાં જાહેર કર્યું છે, જૈનધર્મ છે તે બૌદ્ધ ધર્મની શાખા છે એવી યુરોપીય વિદ્વાનોએ તથા અહીંના શ્રી દયાનંદાદિઓએ માન્યતા જણાવી હતી, તેવી ભ્રાંતિમૂલક-માન્યતાનો હવે યુરોપીય વિદ્વાનોએ અંત આણ્યો છે. વાંચો તે સંબંધી તેમનાં કલ્પસૂત્ર વગેરે પર લખેલાં વિચારોનાં પુસ્તકો" સ્વામી દયાનંદ સરસ્વતીએ જૈનધર્મ અને બૌદ્ધધર્મ એક છે એમ લખ્યું છે પણ હાલ જો તે જીવતા હોત તો પોતાની ભૂલ કબૂલ કરત. ડાકટર બુલ્હર તથા હાલના જૈનધર્મના અભ્યાસી યુરોપીયન વિદ્વાનો મુક્ત કંઠે જાહેર કરે છે કે ચોવીસમા તીર્થંકરની પૂર્વે ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ હતા ને તેમની પૂર્વે બાવીસ તીર્થંકરો થઈ ગયા છે, જૈન ધર્મ પ્રાચીન અને સ્વતંત્ર ધર્મ છે એમ હવે આર્યદેશ તથા યુરોપમાં સર્વવિદ્વાનો માનવા લાગ્યા છે. માટે લાલાજીએ પોતાની ભૂલને દ્વિતીયાવૃત્તિમાં સુધારવી જોઈએ. લાલાજી લખે છે કે જૈન ધર્મ કે મૂલ પ્રવર્તક પાર્શ્વ-નાથ હતા આ તેમની બીજી ભૂલ છે, લાલાજીએ એકવાર જૈન શાસ્ત્રોનું વાંચન કર્યું હોત તો તેમની આવી ભૂલ થાત નહીં, દરેક તીર્થંકર જૈન ધર્મસંઘનો નાશ થવાનો વખત આવે છે ત્યારે કેવલજ્ઞાનથી જૈન ધર્મનો પ્રકાશ કરે છે. ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ પૂર્વના બાવીસ તીર્થંકરોએ જૈનધર્મનો પ્રકાશ કરી ચતુર્વિધ સંઘની સ્થાપના કરી હતી. આ અવસર્પિણી કાલમાં પ્રથમ નાભિરાજાના અને મરૂદેવી માતાના પુત્ર શ્રી ઋષભદેવ થયા અને તે કશ્યપ ઋષીશ્વર તરીકે પ્રસિદ્ધ થયા તેમણે ધ્યાન ધરી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને પ્રથમ જૈન ધર્મની સ્થાપના કરી. શ્રી ઋષભદેવ ભગવાને જૈનધર્મની સ્થાપના કરી. એમ ભાગવતપુરાણના ઋષભદેવના આખ્યાનથી પણ પુષ્ટિ મળે છે માટે લાલાજીએ પોતાની એ

બીજી ભૂલનો ભાગતના ઇતિહાસની દ્વિતીયાવૃત્તિમા સુધારો કરવો જોઇએ કે જેથી જૈનોને તથા જૈનેતર વિદ્યાર્થિયોને જૈનધર્મના સ બ ધમા મિથ્યાત્વ બુદ્ધિ ન રહે અને જૈનોને અન્યાય પણ ન રહે. દેશ નાયકે અન્ય ધર્મની બાબતમા પોતાનુ અજ્ઞાનપણુ હોય ત્યા સુધી કઇ પણ ભ્રાત લખાણુ ન કરવુ જોઇએ. જૈનોના ધર્મ સ બધી લાલાજીએ જે લખ્યુ છે તેવુ ભ્રાંત લખાણુ જો મુસલમાનોના ધર્મ સ બધી લખ્યુ હોત તો લાલાજીને તેનુ ખરાબ પરિણામ વેઠવુ પડત. આ તો જૈનોને નરમ દેખી "ગરીબની જોરૂ સર્વની ભાભી" જેવું લખવા સાહસ કર્યું છે

પ્રથમ તીર્થ કર શ્રી ઋષભદેવે જૈનધર્મ સ્થાપ્યો તે બાબતમા મથુરાની ટેકરીમાથી નીકળેલી તીર્થકરની મૂર્તિયોપર જે શિલા-લેખ છે એથી સિદ્ધ થાય છે પાશ્ચાત્ય વિદ્વાન ડોકટર બુહરરે મથુ-રાના લેખોના આધારે સિદ્ધ કર્યું છે કે પૂર્વકાળમા–પ્રાચીનકાલમા જૈનો શ્રી રૂપભદેવની મૂર્તિયો બનાવતા હતા એ વિષયનો સ પૂર્ણ લેખ એવી ગ્રેફિયા ઇન્ડિક . છે," એ બાવી સસે વર્ષ પહેલાનો લેખ, કનિષ્ક, હવિષ્ક અને વાસુદેવ રાજાઓના વખતનો લાગે છે અર્થાત્ શ્રીમહાવીર પ્રભુ પશ્ચાત્ એ સેકા ગયા પછીના લગભગ કાળનો છે તેથી સિદ્ધ થાય છે કે ચોવીસમા તીર્થ-કર મહાવીરદેવ અને ત્રેવીસમા તીર્થ કરના વખતમા શ્રીઋષભ-દેવની મૂર્તિયો હતી તેથી તે બે તીર્થ કર પૂર્વે શ્રીઋષભ-દેવ તીર્થંકર થયા અને તેમણે જૈનધર્મની સ્થાપના કરી એમ સિદ્ધ થાય છે ઐતિહાસિકકાલ, જે હાલના વિદ્વાનો ઠરાવે છે તેની પણ પૂર્વે શ્રી ઋષભદેવજી ભગવાન્ થઇ ગયા છે શ્રી મહાવીરપ્રભુજીના નિર્વાણ પશ્ચાત્ એક બે સેકામા ઘડાયલી બીજા તીર્થ કરોની મૂર્તિયો છે એમ શ્રી વિજયધર્મસૂરિએ મારવાડમાથી મળી આવેલા શિલાલેખથી જાહેર કર્યુ છે શ્રી મહા-વીર પ્રભુના વખતમા શ્રેણિક અર્થાત્ બિ બિસાર રાજાના પુત્ર અભય કુમારે આર્દ્રદેશના આર્દ્રકુમારપર શ્રી જિનેશ્વરની પ્રતિમા મોકલી

હતી. તથા શ્રી ઋષભદેવના પુત્ર ભરતરાજાએ અષ્ટાપદ પર્વતપર શ્રી ઋષભદેવ વગેરે તીર્થંકરોની પ્રતિમાઓ સ્થાપી હતી. તથા શ્રી ઋષભદેવના પુત્ર ભરતરાજર્ષિએ ચાર વેદોની રચના કરી તેનો પણ પ્રાચીન પુસ્તકોમાંથી નીચેની ગાથાથી ખ્યાલ આવે છે.

उक्तंच आगमे

सिरिभरहचक्कवट्टी, आरियवेयागविस्सुउ कत्ता
माहणपढणत्थ मिणं, कहिअंसुहझाणववहारं ॥ १ ॥
जिणतित्थेवुच्छिन्ने, मिच्छत्ते माहणेहिं ते ठविया ।
असंजयाणं पूया, अप्पाणं कारिया तेहिं ॥ २ ॥

શ્રી ભરતચક્રવર્તિએ આર્ય ચાર વેદોની રચના કરી. બ્રાહ્મણોને ભણવામાટે શુભધ્યાન વ્યવહારરૂપ વેદો રચ્યા. નવવા તીર્થંકર શ્રી સુવિધિનાથ અને દશમાતીર્થંકર શ્રી શીતલનાથના વચ્ચના કાલમાં જિનતીર્થ વ્યુચ્છેદ થતાં બ્રાહ્મણોએ પોતાની પૂજામાટે વેદોમાં પોતાને પસંદ પડતો ફેરફાર કર્યો. ભરતે ૧ સંસ્કાર દર્શન ૨ સંસ્થાન પરામર્શન, ૩ તત્ત્વાવબોધ ૪ વિદ્યાપ્રબોધ એ ચાર વેદો બનાવ્યા. ઘણુકાલ પછી તેમાં બ્રાહ્મણોએ અનેક સ્વાનુકુલ શ્રુતિયો વધારી ફેરફાર કર્યો અને પશ્ચાત્ જ્યારે વ્યાસઋષિ થયા ત્યારે તેમણે અનેક શ્રુતિયોને એકઠી કરીને ઋગવેદ, યજુર્, શામ અને અથર્વ એ ચાર વેદના અનુક્રમમાં ગોઠવી. જૈનવેદોનું જ્ઞાન જે સત્ય હતું, તે શ્રુતિયોનો જૈન શાસ્ત્રાગમોમાં સાર આવી ગયો છે, અને જૈનવેદશ્રુતિયોનો કે જે ગૃહસ્થસંસ્કારાદિયોના મંત્રભાગ રૂપે હતી તેઓનો આચાર દિનકર વગેરે ગ્રન્થોમાં સમાવેશ થયો છે. હાલ જે જૈન ષોડશ સંસ્કાર પ્રતિષ્ઠાદિ મંત્રો છે તેનો જૈન-વેદોમાંથી ઉદ્ધાર થયો છે તેથી સુજ્ઞો સમજશે કે જૈનધર્મ અને વેદો બન્ને ઘણા પ્રાચીન છે.

આ અપસર્પિણીકાલમાં પ્રથમ શ્રી ઋષભદેવે જ ધર્મની

સ્થાપના કરી તેમને આદિનાથ કહેવામા આવે છે મુસલમાનો બાવા આદિમ વગેરે નામોથી સબોધે છે શ્રી ઋષભદેવને કશ્યપ, કાશ્યપઋષિ બ્રહ્મા તરીકે લોકો કહે છે, તથા ધર્મસૃષ્ટિના જગત્મા કર્તા હોવાથી તેમને બ્રહ્મા પણ કહે છે ભગ્તરાજા તથા બીજા તીર્થંકર શ્રી અજિતનાથથી ઓગણિશમા તીર્થંકર શ્રી મલ્લિનાથ સુધીના તીર્થંકરો, કાશ્યપગોત્રી અને ઇક્ષ્વાકુવશી હતા તે સર્વે જૈનતીર્થંકરો હોવાથી જૈનધર્મની પ્રાચીનતા સિદ્ધ થાય છે પાડવો અને રામચદ્રની પૂર્વે શ્રી ઋષભદેવથી તે વીસમા તીર્થંકર મુનિસુવ્રત સુધીના તીર્થંકરો થયા છે, તે કાશ્યપ ગોત્રી અને ઇક્ષ્વાકુવશી ક્ષત્રિયો હતા, તેથી રામચદ્ર અને પાડવોની પૂર્વે જૈન તીર્થંકરો અને જૈનધર્મ હતો એમ મધ્યસ્થ શાસ્ત્રવેત્તાઓ સહેજે સમજી શકે તેમ છે, જેઓ પક્ષપાતી કદાગ્રહી છે, તેઓ તો પોતાના ધર્મપુસ્તકોની અને પોતાના ધર્મની પ્રાચીનતા સિદ્ધ કરવા કોટિ તર્કો કરે છે અને જૈનધર્મની અર્વાચીનતા સિદ્ધ કરી બતાવવા કુતર્કો કરે છે પણ હવે જ્ઞાની જૈનો, લાલાજી જેવા લોકોના અનુમાનોની બ્રાતિથી ડગે તેમ નથી, શ્રી રામચદ્રના વખતમા થએલ વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતપ્રભુ હરિવશમા થયા હતા અને ગૌતમ ગોત્રી હતા તથા બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથપ્રભુનો હરિવશ હતો અને ગૌતમ ગોત્ર હતુ શ્રી કૃષ્ણ અને પાડવોના સમકાલીન શ્રી નેમિનાથ પ્રભુ બાલ બ્રહ્મચારી તીર્થંકર થયા છે તેમણે નૈષ્ઠિક ઘોર બ્રહ્મચર્ય પાળ્યુ હતુ તેથી તે ઘોર ઋષિના નામે ઋષિઓએ તેમને છાદોગ્યોપનિષદ્મા જાહેર કર્યા હતા અગિષ્ટ નેમિનાથ અને ઘોર ઋષિ એકજ હતા છાદોગ્યોપનિષદ્મા કૃષ્ણે ઘોર ઋષિની પાસે જ્ઞાન મેળવ્યુ તેનો ઇસારો આવે છે, તેથી ઉપનિષત્ના કાલમા જૈન તીર્થંકર શ્રી નેમિનાથની હયાતી હતી વા તે પછી છાદોગ્યોપનિષદ રચાઇ અને તેમા ઘોર ઋષિ અને કૃષ્ણનુ વર્ણન આવ્યુ એમ માની શકીએ એ ઇચ્છવા યોગ્ય છે, ત્રેવીસમા

તીર્થંકર શ્રી પાર્શ્વનાથનો ઇક્ષ્વાકુવંશ હતો અને તે કાશ્યપ-ગોત્રી હતા, તેવીશમા તીર્થંકર પાર્શ્વનાથનાં માતા પિતા જૈન હતાં અને તેઓના વંશમાં જૈનો પૂર્વે પણ હોવા જોઇએ ઇત્યાદિ અનુમાનથી જૈન તીર્થંકરોએ જૈનધર્મ પ્રવર્તાવ્યો છે, અને શ્રી ઋષભદેવથી ઠેઠ ચોવીસમા તીર્થંકર સુધી અવિછિન્ન ધારા પ્રવાહે જૈનધર્મ ચાલ્યો આવે છે, ચોવીસમા તીર્થંકર શ્રી મહા-વીર પ્રભુ અને તે પહેલાંના સર્વ તીર્થંકરો, કેવલજ્ઞાની હોવાથી સર્વનું એક સરખું કેવળજ્ઞાન હોવાથી તેમાં એક વિશેષ જ્ઞાની તથા એક અલ્પજ્ઞાની એવો ભેદ રહેતો નથી. જેઓ સવ જગત્‌ના સર્વ પદાર્થો કે જે રૂપીઅરૂપી હોય છે તેઓને પ્રત્યક્ષ જાણે છે, અને એકસરખા સર્વ પદાર્થ પણ જે દેખી શકે છે, તેઓ કેવળ જ્ઞાનીઓ—સર્વજ્ઞો કહેવાય છે. ચોવીસ તીર્થંકરો પણ એવા એકસરખા કેવળજ્ઞાની સર્વજ્ઞો હોવાથી તેઓને વેદોના આધારે ઉપદેશ દેવાની જરૂર પડતી નહોતી તેમજ પોતે સર્વજ્ઞ હોવાથી અન્યતીર્થંકારોના ઉપદેશનો આશ્રય લેવાની પણ તેમને જરૂર પડતી નહોતી, તેમજ એક તીર્થં-કરના વખતમાં જે પુસ્તકો વિદ્યમાન હોય તેની સહાય લેવાની બીજા તીર્થંકરને જરૂર પડતી નહોતી. કારણ કે દરેક તીર્થંકર સર્વજ્ઞ હોવાથી તે તીર્થ–સંઘની સ્થાપના કરતા અને કેવલજ્ઞા-નથી ઉપદેશ દેઇ નવું શ્રુતજ્ઞાન રૂપ તીર્થ પ્રવર્તાવતા હતા. ત્રેવીસ મા તીર્થંકરશ્રી પાર્શ્વનાથને અને ચોવીશમા તીર્થંકરશ્રી મહાવીર દેવને એક બીજાની સહાયની જરૂર નહોતી. કારણ કે તેઓ કેવલ-જ્ઞાની હોવાથી બન્ને એક સરખા સર્વજ્ઞ હતા. તેથી જૈન તીર્થંકર મહાવીરદેવે કેવલજ્ઞાનથી જે જૈનધર્મ તત્ત્વજ્ઞાન પ્રકાશ્યું હતું તેજ જૈનધર્મતત્ત્વજ્ઞાનને તેમની પહેલાંના ત્રેવીશ તીર્થંકરોએ પણ તેમના જેવુંજ પ્રકાશ્યું હતું. ચક્ષુવાળા મનુષ્યો પ્રકાશ અને અન્ધ-કારને એક સરખો જાણી શકે છે તેમાં કંઇ બીજાની આંખોની જરૂર પડતી નથી. તેમ સર્વે તીર્થંકરો કેવલ જ્ઞાનરૂપી ચક્ષુથી એક સરખું

દેખી શકે છે તેથી તે કથે છે તે સત્ય કથાય છે પુસ્તકોમા તો વારવાર પ્રક્ષેપ–ફેરફારો તથા તેઓના અર્થોમા મતિભેદો વગેરે અનેક ભેદો ઉપસ્થિત થાય છે. તેથી વેદો વિગેરેના અર્થોમા હાલ જેમ અનેક દર્શન મતભેદો થયા છે તેવુ થયુ થાય છે અને થશે. તેથી મનુષ્યો તત્ત્વજ્ઞાન સમજવામા મતિભેદે અનેક ભેદો કરી ઘોટાળો કરે છે તેથી અમારા જૈનશાસ્ત્રોના આધારે અમો જૈનો માનીએ છીએ કે એવો ઘોટાળો ન થાય, તે માટે કેવલજ્ઞાની તીર્થંકર પુન જૈન ધર્મની સ્થાપના કરે છે તેથી પરપરાએ થતી અસત્ય મલીનતા ટળી જાયછે, અને પૂર્ણ સત્યતત્ત્વનો તીર્થંકરોની અપેક્ષાએ વારવાર તીર્થરૂપે પ્રકાશ થાય છે અને લોકોને પૂર્ણ સત્યતત્ત્વ જાણવાનુ મળે છે, તેથી ચોવીશ તીથ કરોએ જૈન ધર્મનો પ્રકાશ કર્યો છે અને ચોવીશતીર્થકરોએ કથેલ ષડ્દ્રવ્ય અને સાત–નવ તત્ત્વમા હજી સુધી ફેરફાર પડયો નથી લાલાજી મહાશય ! ! હવે તમો જાણુશો કે, શ્રી પાર્શ્વનાથ તથા શ્રી મહાવીર બન્ને સર્વજ્ઞ હોવાથી બન્ને એ કેવલજ્ઞાનથી સ્વતત્ર રીતે એક સરખુ જૈન તત્ત્વજ્ઞાન તથા જૈનધર્મ પ્રકાશ્યો હતો શ્રીમહાવીરપ્રભુને જ્યારે કેવલજ્ઞાન પ્રગટયુ ત્યારે હિદમા પડિતાઇમા પ્રસિદ્ધ ઇન્દ્રભૂતિ વગેરે અગિયાર મહાપડિત બ્રાહ્મણો આવ્યા. શ્રી મહાવીરદેવે તેઓની શકાઓને વેદ શ્રુતિયોના આધારે ટાળી હતી અગિયારે પડિતો વેદોને માનતા હતા, અને તેઓને વેદોની શ્રુતિયોમા શકા પડી હતી અને તે વેદશ્રુતિયોના આધારેજ ટાળવાની હતી, તેથી પ્રભુ મહાવીર દેવે, વેદોની શ્રુતિયોનો પરસ્પર સમન્વય કરી તથા તેઓનુ લક્ષ્ય કથી તેઓને શકા રહિત કર્યા તેથી તેઓએ જાણ્યુ કે પ્રભુ સર્વજ્ઞ છે, એ ઉપરથી જાણુશો કે પ્રભુ મહાવીરદેવે વેદોનુ ખડન કર્યુ નહોતુ અને વેદોની શ્રદ્ધાવાળાને વેદોના આધારે સમજાવીને તેઓને જૈનધર્મી બનાવ્યા હતા તેથી કઇ વેદોનુ ખડન થયુ નહીં કારણકે વેદોથી પણ જૈનધર્મની સિદ્ધિ થાય છે એવુ અમોએ અમારા રચિત ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચ-

નમાં જણાવ્યું છે, વેદોમાં જે સ્યાદ્વાદદૃષ્ટિએ સત્ય છે, તેઓને જૈનો માને છે અને અસત્યનો ત્યાગ કરે છે,એવો તીર્થંકરોનો ઉપદેશ છે તેથી જૈનોને વેદોમાં જે સાપેક્ષ સત્ય જ્ઞાન છે કે જે સ્યાદ્વાદ દૃષ્ટિએ સાપેક્ષાએ સત્ય ઠરે છે તેનાથી વિરોધ નથી.

લાલાજી, હિંદ અને યુરોપીયનોના મત ઉપરથી પોતાનો મત બાંધીને જે કંઇ અન્ય દેશીયવિદ્વાનોની શ્રદ્ધાએ માને છે તેમાં તેમની ભૂલ છે. કારણકે જો એ પ્રમાણે સમજ્યા વિના અન્યલોકોના મતને માને તો યુરોપના અનેક વિદ્વાનો વેદોને ત્રણ હજાર વર્ષના ઠરાવે છે તથા તેમાં તત્ત્વ જ્ઞાન જણાવતા નથી તથા બાલ્યકાલની દશાનું જ્ઞાન એમાં છે એમ જણાવે છે તે લાલાજીને માન્ય કરવું પડશે તથા બૌદ્ધો વેદોને અપ્રમાણિક ઠરાવે છે તે પણ માનવું પડશે, તેથી લાલાજીએ તે ભાગ વાંચ્યા છતાં વેદરાગદૃષ્ટિથી વેદો માટે અન્ય લોકોનું અનુમાન ન પ્રમાણિક માન્યું અને જૈનધર્મ માટે અન્ય યુરોપીય લોકોનું જૂઠું અનુમાન આગળ કર્યું તેમાં તેમની પક્ષપાતદૃષ્ટિ તથા અન્યધર્મની અસહિષ્ણુતા તથા એકલા વેદોની માન્યતા ઉપરજ અન્યધર્મીઓને લાવવાની કપટકલા યાને ધાર્મિક પોલીટીકલ દૃષ્ટિ હોય તો તે બનવા યોગ્ય છે,તેથી તેમના ખુલાસા વિના તેઓ પર થતી શંકાનો આરોપ ટળે નહીં. સનાતન હિંદુઓને પોરાણિકોને તથા બૌદ્ધોને પણ તેમણે તેઓની માન્યતા ઉપર વાળવા પ્રયત્ન કર્યો છે તેમાં કશું આશ્ચર્ય નથી. કારણકે દરેક મનુષ્ય પોતાના ધર્મની પક્ષપાતતા કરીને લખે છે તેમાંથી લાલાજી છૂટયા નથી. લાલાજી દેશનેતા છે તેમણે તો ઐતિહાસિકગ્રન્થોમાં દરેક ધર્મની સત્ય માન્યતા તે તે ધર્મવાળાના શાસ્ત્રાનુસારે લખવી જોઇએ પણ તેમાં પોતાનો સ્વતંત્ર મત જાહેર ન કરવો જોઇએ તેમાંજ તેમની ધાર્મિક ઐતિહાસિક મહત્તા છે. લાલાજીએ ભારતવર્ષના ઇતિહાસમાં ઐતિહાસિક દૃષ્ટિને કોરે મૂકી પોતાના વિચારોને અગ્રસ્થાન આપ્યું છે તેમ ન બનવું જોઇએ, લાલાજી !!! તમો દેશની બાબતમાં સર્વને સ્વરાજ્યની એક

સરખી માન્યતા હોવાથી તેમા આગેવાની પણ ભોગવી શકો પણ ધર્મની બાબતમા હાથ ઘાલીને જૈનોને અન્યાય આપવાથી તેમા તમારી મહત્તાને ઘટાડી છે તે પ્રત્યક્ષ દીપક જેવુ છે તમારા આર્ય સમાજના સ્થાપક શ્રી દયાનદસ્વામીએ જૈનધર્મનુ ખડન કરવા સત્યાર્થપ્રકાશ ગ્રન્થમા ઘણા ફાફા માર્યા તેમને અનુસરી તમારે પણ કઇ લખવુ પડયુ તે અયોગ્ય છે, કારણ કે તમોએ સાર્વજનિક ઐતિહાસિક બાબતમા જૈનોને ઘણો અન્યાય કર્યો છે, તમો સત્યજિજ્ઞાસુ હશો તો દ્વિતીયાવૃત્તિમા તમારાથી થએલી ભૂલનો સુધારો કરશો અને તમારી ટીકાઓને પાછી ખેચી લેશો

## ૫ પાંચમા આક્ષેપનો પરિહાર.

जैन स्पष्ट रूपसे इश्वरके अस्तित्वसे इन्कार करते है इनके मतमें अच्छेसे अच्छा, श्रेष्ठसे श्रेष्ठ और त्यागीसे त्यागी मनुष्यही परमेश्वर है, इस अगमें जैनोका धर्म, युरोपीय दार्शनिक कमिटिके धर्मसे मिलता है अमेरिकामें ईसाइयोंका एक सम्प्रदायभी लगभग इसी सिद्धान्तकी शिक्षा देने लगा है

**ખંડન**—લાલાજી મહાશય !! તમો જે લખો છો તે મિથ્યા છે,જૈનો કોને ઇશ્વર કહે છે તે હજી તમો સમજી શકયા નથી ઇશ્વર છે એમ અમે જૈનો માનીએ છીએ,અને તેમ તમો તથા બૌદ્ધો ખ્રીસ્તિયો, મુસલમાનો, પારસીયો, યાહુદીઓ વગેરે પણ ઇશ્વરને માને છે અમો ઇશ્વર છે એમ માનીએ છીએ અને તમો પણ માનો છો સૂર્ય છે એમ તો આખી દુનિયાના લોકો માને છે, પણ સૂર્યનુ રૂપ કેવા પ્રકારનુ છે તેમા વિદ્વાનોમા અનેક મતભેદો પડે છે, તે સર્વે વિદ્વાનો જાણે છે હિદુઓ જેમ હિદુશાસ્ત્રોના આધારે ઇશ્વર, પુણ્ય, પાપ, બધ, મોક્ષ, સ્વર્ગ, નરક, પુનર્જન્મ અને આત્મશુદ્ધિ માને છે, તેમ જૈનો પણ પરમાત્મા, મોક્ષ, બધ, સ્વર્ગ, નરક, પુનર્જન્મ, કર્મ, આત્માદિ તત્ત્વને માને છે, ઇશ્વરના સ્વરૂપ વિષયમા તો હિદુ, જૈન, ખ્રિસ્તી, બૌદ્ધ વગેરેમા મતભેદ છે. તેમ જૈનો અને

આર્ય સમાજીઓમાં ઇશ્વરના સ્વરૂપ સંબંધી મતભેદ છે તેથી કંઇ ઇશ્વર નથી એમ તો જૈનો કહેતા નથી. ઇશ્વરને જગત્કર્તા માનનારાજ ઇશ્વરના અસ્તિત્વને માને છે અને ઇશ્વરને વિશ્વના સાક્ષીરૂપ માનનારાઓ જૈનો, ઇશ્વરને માનતા નથી એમ જે કહેવું છે તે તો તમારી દૃષ્ટિએ મનાય, પણ તે સર્વ દર્શનીઓને માન્ય ગણાય નહીં. જે ઇશ્વરનું સ્વરૂપ સ્વીકારે છે તે ઇશ્વરને માનનાર ગણાય છે અને બીજી દૃષ્ટિએ ઇશ્વરનું સ્વરૂપ માને તે ઇશ્વર માનનાર નહીં એવું ઠર્યું અને તેથી તો તમારા આર્યસમાજના મંતવ્ય વિના અન્યો સર્વે નાસ્તિક ઠરશે અને તે તો માની શકાય તેમ છે જ નહીં.

પ્રથમ તો તમારી દૃષ્ટિએ જગદ્ગુરૂ શંકરાચાર્યના અનુયાયીઓ પણ ઇશ્વરને નહીં માનનારા ઠરશે. કારણ કે તમારા મતની પેઠે તે ખાસ જગત્નો કર્તા ઇશ્વર છે એમ માનતા નથી. કારણ કે શંકરાચાર્ય રચિત પંચદશી વગેરે ગ્રન્થોથી પારમાર્થિકદૃષ્ટિએ જગત્નો કર્તા ઇશ્વર છે એમ સિદ્ધ થતું નથી. વ્યાવહારિક દૃષ્ટિએ અર્થાત્ અપારમાર્થિક દૃષ્ટિએ તેઓ; જગત્નો કર્તા ઇશ્વર માને છે એટલે એ તો વ્યાવહારિક અર્થાત્ ઔપચારિક અર્થાત્ વિવર્તવાદની દૃષ્ટિએ જગત્કર્તા ઇશ્વર છે પણ વસ્તુતઃ તો તેમના મતમાં એકબ્રહ્મ વિના અન્યપદાર્થ જ નથી તો અન્ય જગત્ પદાર્થનો કર્તા ઇશ્વર છે એમ ક્યાંથી સિદ્ધ થાય ? અર્થાત્ જગત્કર્તા ઇશ્વર છે એમ સિદ્ધ થતું નથી. એમ પંચદશી કે જે વેદાન્તનો ખાસ ગ્રન્થ છે તેથી સિદ્ધ થાય છે. ब्रह्मसत्यं जगन्मिथ्या नेह नानास्ति किंचन् ॥ एकमेवाद्वितीयं ब्रह्म, ઇત્યાદિ શ્રુતિવાક્યોથી જગદ્ગુરૂ શંકરાચાર્યજી એક બ્રહ્મ વિના બીજી જગત્ નામની વસ્તુને સત્ય માનતા નથી. જ્યારે જગત્ સત્ય નથી અર્થાત અસત્ છે ત્યારે તો તેના કર્તા ઇશ્વર નથી એમ સહેજ ઠરે છે તેથી તેઓના વાદને કેવલાદ્વૈતવાદ કહેવામાં આવે છે. તેમના મતમાં બ્રહ્મ સત્ છે અને તેથી અસદ્ જગત્ પ્રગટતું નથી એવો સિદ્ધાંત છે છતાં જગતનો

કર્તા છે એવુ તેઓ ઔપચારિકવિવર્તવાદદષ્ટિએ સ્વીકારે એવી રીતે તો અમો પણ ઔપચારિકદષ્ટિએ લૌકિકવ્યવહાર પ્રતીકદષ્ટિએ જગત્‌નો કર્તા ઇશ્વર માનીએ તો તેથી વાસ્તવિક રીતે ઇશ્વર છે તે જગત્‌કર્તા નથી એવા સિદ્ધાતને હાનિ પહોચતી નથી. શ કરાચાર્ય અને તેમના અનુયાયીઓજ-હિ દુઓની સ ખ્યાનો મોટો ભાગ છે તે ઇશ્વર અર્થાત્ બ્રહ્મને માનવાથી તે પરમાર્થિક દષ્ટિએ જૈનોની પેઠે જગતકર્તા ઇશ્વરને નહી માનનારા ઠર્યા, જગતકર્તા તરીકે ઇશ્વરને જૈનો માનતા નહીં હોવાથી જૈનોને નાસ્તિક કહી ભાડવાની પેઠે શાકર મતાનુયાયી કેવલાદ્વૈતવાદી હિ દુઓને પણ નાસ્તિક કહી તેમને ભાડવાને પ્રસ ગ આવ્યો પણ તેઓ વેદોને માને છે એટલે આસ્તિક છે, ઉપચારે તે માને છે એટલે સર્યું એટલાથીજ તમો સ તોષ માનો છો તો તેથી તમારે જૈનોને પણ નાસ્તિક ન કહેવા જોઇએ—

લાલાજી ! ! ! વેદોને માનનારા અને ઉપનિષદોને માનનારામા પ્રથમ શ કરાચાર્યનો ન બર છે તેઓની માન્યતા તમારી આગળ રજુ કરી. હવે ખાસ વેદોને સ્વત પ્રમાણે માનનારા પૂર્વમિમાસાકારવૈદિકહિ દુઓના મતને જણાવુ છુ જૈમિનિ' કુમારિલભટ્ટ વિગેરે પૂર્વમિમાસાવાદીઓ ફક્ત વેદોને સત્ય માને છે અને વેદોના આધારે કર્મકાડ કરવાથી સ્વર્ગ માને છે. स्वर्गकामोयजेत्त (શ્રુતિ) સ્વર્ગની ઇચ્છાવાળો યજ્ઞ કરે એ જ કર્મકાડીવૈદિકહિ દુઓની માન્યતા છે મિમાંસા દર્શન જેટલુ કોઇ વેદને જ પ્રમાણ માનનારૂ દર્શન નથી તેથી તે પૂર્વમિમાસા તરીકે વૈદિક માન્યતામા પ્રથમ ન બરે આવે છે કુમારિલ ભટ્ટ વિગેરે વેદો માનનારાઓ કહે છે કે વેદો પ્રમાણ છે. વેદોનો કર્તા ઇશ્વર નથી તેમ જગત્‌નો કર્તા ઇશ્વર નથી એવી તેઓની માન્યતા છે, તે પણ લાલાજીના મતથી વિરૂદ્ધ છે, ઉત્તરમિમાસામા વૈદિક હિ દુઓ શાકરમતાનુયાયીઓ જગતકર્તા તરીકે ઇશ્વરને વસ્તુત માનતા નથી અને પૂર્વમિમાસાવાદિ વૈદિક હિ દુઓ પણ

જગતકર્તા તરીકે ઇશ્વરને માનતા નથી અને વસ્તુતઃ ઇશ્વરને માનતા નથી. તેઓ તો વેદો જ સર્વસ્વ છે એમ માને છે તેથી એ બેની માન્યતા અને લાલાજીની ઇશ્વરની માન્યતામાં ફેર પડયો તે પણ વેદોની શ્રુતિયોના અર્થ મતભેદે ફેર પડયો તેથી તે બન્ને પણ સ્યાદ્વાદ દૃષ્ટિએ અમારા પક્ષમાં અમુક દૃષ્ટિએ આવ્યા.

હવે સાંખ્યદર્શનવાદી હિંદુઓ કે જે વૈદિકપ્રાચીનકાલમાં ઘણા જોરપર હતા, તેઓની માન્યતા એવી છે કે આત્મા-પુરૂષ અર્થાત્ ઇશ્વર છે તે જગત્નો કર્તા નથી, અને પ્રકૃતિ (અર્થાત્ કર્મ) છે તે જગત્ની કર્ત્રી છે. प्रकृतिः कर्त्री पुरुषस्तु पुष्कर पलाशवन्निर्लेप પ્રકૃતિ કર્ત્રી છે. પુરૂષ અર્થાત્ ઇશ્વર તો કમલપત્રવત્ નિર્લેપ છે. સાંખ્યદર્શનના કર્તા કપિલ ઋષિ છે. તેઓ ઇશ્વરને જગત્ કર્તા તરીકે માનતા નથી, પણ પ્રકૃતિ અર્થાત્ અપેક્ષાએ જૈનોના કર્મને કર્તા તરીકે સ્વીકારે છે અને તે પણ તેઓ વેદોની શ્રુતિયોના આધારે માને છે. સાંખ્યદર્શન માન્યા વિના ચોવીશ પ્રકૃતિની પણ સિદ્ધિ થતી નથી તેથી સર્વ હિંદુઓને સાંખ્ય જ્ઞાનનો આશ્રય લેવો પડે છે, વેદો, ઉપનિષદો અને પુરાણોમાં સાંખ્યતત્વ ભરપૂર છે. સાંખ્ય વૈદિક હિંદુઓ પુરૂષ અર્થાત્ ઇશ્વરને જૈનોની પેઠે જગત્નો અકર્તા માને છે. તેથી તમારી દૃષ્ટિ પ્રમાણે તો તેઓ પણ ઇશ્વરને નહીં માનનારા નાસ્તિક ઠર્યા, લાલાજી !! સાંખ્યો, શાંકરમતાનુયાયીહિંદુ બ્રાહ્મણો વગેરે ઇશ્વરને માને છે પણ ઇશ્વરનું સ્વરૂપ અકર્તા આદિ સ્વરૂપે સ્વીકારે છે અને માયા-પ્રકૃતિને કર્તા તરીકે સ્વીકારે છે, તેથી તે જેમ ઇશ્વરને માનનારા છે, તેમ જૈનો પણ તેવી રીતે ઇશ્વરને માનનારા છે. ફક્ત ઇશ્વરના સ્વરૂપમાં મતભેદ, દરેકને રહે છે, અને એવી રીતે તમારે પણ સ્વીકારવું જોઇએ, અને એમ જો નહીં સ્વીકારો તો પોતાનાં બોર મીઠાં અને પારકાં બોર ખાટાં તથા હબસીએ પોતાના કાળા છોકરાને રૂપવાળો માની લીધો એવી તમારી માન્યતા ગણાશે.

જગત્ના કર્તા ઇશ્વર તરીકે રામાનુજાચાર્યનો અને

વલ્લભાચાર્યનો મત છે બન્ને આચાર્યો વૈષ્ણવધર્મી કહેવાય છે, બન્ને વેદ શ્રુતિયો પુરાણોને માને છે, રામાનુજ, કહે છે કે ઇશ્વર સાકાર છે. એક વિષ્ણુ ધામમા ઇશ્વર છે એમ માને છે, વલ્લભાચાર્ય કહે છે કે ગૌલોકમા કૃષ્ણ ઇશ્વર છે અને ત્યા જનારા બધા ભક્તો પ્રભુની ગોપીઓ થઇ જાય છે અને કૃષ્ણ પ્રભુ પુરૂષ તરીકે ગોપીઓની સાથે રમે છે એવી શુદ્ધાદ્વૈતવાદી વલ્લભમતાનુયાયી હિંદુઓની ઇશ્વર માન્યતા છે સ્વામીનારાયણપથી હિંદુઓ કહે છે કે, કૃષ્ણ કરતા સ્વામીનારાયણ પ્રભુ જે અવતર્યા તે મોટા ઇશ્વર છે, તે વૈકુંઠમા રહે છે ત્યા પ્રભુની સાથે સાધુઓ રહે છે ત્યા સ્ત્રીઓ રહેતી નથી વૈષ્ણવો, ઇશ્વર સાકાર છે અને વારવાર અવતાર લે છે એમ માને છે અને આર્યસમાજીઓ કહે છે કે ઇશ્વર નિરાકાર છે અને અવતાર લેતો નથી શાકરમતાનુયાયીઓ ઇશ્વરને માને છે સત્વ પ્રકૃતિનો સ્વામી જીવ તેજ ઇશ્વર છે એમ સ્વીકારે છે, વલ્લભાચાર્ય વગેરે વૈષ્ણવીય આચાર્યો કહે છે કે ઇશ્વર કૃષ્ણ તેજ જગત્ છે જગત્ અને હરિ એકરૂપ છે અને શરીરપણ ઇશ્વરરૂપ છે જુઓ શ્લોક हरिरेव जगद् जगदेव हरि हरितो जगतो नहि भिन्नतनु, रितियस्मति परमार्थगति मनरोभवसागरमुद्धरति ॥ એ શ્લોકથી જગત્ અને ઇશ્વર તથા જીવો તે એક શુદ્ધ બ્રહ્મજ છે એમ શુદ્ધાદ્વૈતવાદિ ગોસ્વામીઓનો મત છે. આ પ્રમાણે હિંદુધર્મીઓ ઇશ્વરના સાકાર નિરાકાર વ્યાપક વ્યાપ્ય સ્વરૂપ ભિન્નભિન્ન માને છે તેથી વેદોના આધારે એક સ્વરૂપી ઇશ્વર સિદ્ધ ઠરતો નથી, તેમ જૈનો પણ ઇશ્વર માને છે છતા તેઓનાથી ઇશ્વરનુ સ્વરૂપ જૂદુ માને છે તેથી તેઓની પેઠે જૈનો પણ ઇશ્વરને માનનારા ઠરે છે જૈનો ઇશ્વરને રજોગુણ તમોગુણ અને સત્વગુણથી રહિત વિશુદ્ધ બ્રહ્મ અર્થાત્ નિર્ગુણ બ્રહ્મ તરીકે સ્વીકારે છે જુઓ જૈન શાસ્ત્રોમા લખેલ સિદ્ધ પરમાત્માનુ સ્વરૂપ "ત્રણ ગુણથી રહિત કેવલજ્ઞાન અને પૂર્ણાનન્દમય છે, વેદવેદાન્તી હિંદુઓ પણ ત્રણગુણથી રહિત એવુ પૂર્ણ વિશુદ્ધ બ્રહ્મપણ તેજ મુક્ત બ્રહ્મ છે એમ માને છે અને એવા પૂર્ણ કેવલ જ્ઞાન અને પૂર્ણાનન્દમય

શુદ્ધાત્માને જૈનો ઇશ્વર પરમાત્મા, સિદ્ધ બુદ્ધ પ્રભુ માને છે અને મહાભારતના નીચેના શ્લોકથી પણ ઇશ્વર પરમાત્માનું સ્વરૂપ તેવુંજ સિદ્ધ થાય છે. મહાભારત.

आत्मा क्षेत्रज्ञ इत्युक्तः संयुक्तः प्राकृतैर्गुणैः
तैरेवतु विनिर्मुक्तः परमात्मेत्यभिधीयते ॥ १ ॥

ભૃગુમુનિ, ભારદ્વાજ ઋષિને કથે છે કે હે ભારદ્વાજ—હે ભારદ્વાજ, શરીર, વિશ્વરૂપ ક્ષેત્રનો જાણકાર આત્મા છે અને તે રજોગુણ તમોગુણ અને સત્વગુણ પ્રાકૃતિકગુણોથી અર્થાત્ આઠકર્મથી સંયુક્ત છે અને જ્યારે ત્રણ ગુણ સહિત આત્મા હોય છે ત્યારે તે સગુણ આત્મા કહેવાય છે અને એ ત્રણ પ્રકૃતિના ગુણોથી સર્વથા મુક્ત થાય છે ત્યારે તે પરમાત્મા, ઇશ્વર ત્રિગુણાતિત શુદ્ધ બ્રહ્મ, કહેવાય છે. આવા પરમાત્માની માન્યતાવાળા, હિંદુઓ પણ તમોગુણ રજોગુણ અને સત્વગુણ રહિત પરમાત્મદશા પ્રાપ્ત કરવા માટે ધર્મની આરાધના કરે છે, અને સર્વથા દોષ રહિત એવા પરમાત્માને ઇશ્વર તરીકે જૈનો જૈનશાસ્ત્રો પ્રમાણે માને છે. તેનો લાલાજી મહાશય ! પક્ષપાતરહિતદૃષ્ટિથી વિચાર કરો અને મહાત્મા ગાંધીજીની પેઠે પોતાની ભૂલ કબૂલ કરીને આર્યજૈન હિંદુઓને ન્યાય આપો અને સ્વદૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિની કલ્પનામાં થએલ ભૂલને દ્વિતીયાવૃત્તિમાં સુધારશો.

આર્ય દેશમાં જૈનધર્મનાં-બૌદ્ધ ધર્મનાં અને હિંદુધર્મનાં મૂલ છે. ત્રણે આર્યો હિંદુધર્મીઓ ગણાય છે, આર્ય જૈન હિંદુ ધર્મ અને આર્ય બૌદ્ધ હિંદુ ધર્મમાં ઇશ્વરને જગત્કર્તા તરીકે સ્વીકારેલ નથી. બૌદ્ધો ચાલીસ કરોડ ઉપર છે. ચીન, જાપાન, તિબેટ, માંગોલિયા, બ્રહ્મદેશ, આસામ, લંકા વગેરેમાં બૌદ્ધોની ચાલીશ, અડતાલીસ કરોડની સંખ્યા છે. તેઓ વસ્તુતઃ જગત્નો કર્તા ઇશ્વર નથી પણ ત્રિગુણાતીત ઇશ્વર પૂર્ણ જ્ઞાનાનન્દમય છે એમ સ્વીકારે છે, સાંખ્યો, કેવલાદ્વૈતવાદીઓ પણ ઇશ્વરને જગત્કર્તા ત-

રીતે માનતા નથી. તે કઇ નાસ્તિક સિદ્ધ ઠરતા નથી પણ ઇશ્વરને ગમે તે રૂપે માનેલો હોવાથી ઇશ્વરવાદી સિદ્ધ ઠરે છે જગત્ કર્તા તરીકે ઇશ્વરને માનનારા અને જગતકર્તાતરીકે ઇશ્વરને નહીં માનનારા પણ સાક્ષી તરીકે ઇશ્વરને માનનારા આસ્તિક ગણાય છે ઇશ્વર માનનારા ગણાય છે ઇશ્વર, આત્માઓ, પુણ્ય પાપ, બંધ, મોક્ષ, પરલોક, નરક, પુનર્જન્મ વગેરે માને છે તે આસ્તિક છે, ઇશ્વરના સ્વરૂપની માન્યતામા હિંદુઓનેજ પરસ્પર મોટો ભેદ છે આર્યસમાજીઓએ વેદોના આધારે નિરાકાર ઇશ્વર માન્યો છે, શાંકરવેદાન્તીઓએ મૂર્ત અને અમૂર્ત ઇશ્વરબ્રહ્મ માન્યુ છે, રામાનુજે અને વલ્લભાચાર્યે વેદોના આધારે સાકાર ઇશ્વરને માન્યો છે બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર દેવી વગેરેને માનનારાઓ પોતપોતાના ઇશ્વરના સ્વરૂપ જુદા માને છે, ખ્રીસ્તિયો જગતકર્તા ઇશ્વરને સાકાર માને છે અને મુસલ્માનો જગતકર્તા ઇશ્વર અલ્લાને નિરાકાર તરીકે માને છે મુસલ્માનો અલ્લાને સર્વ વ્યાપક માને છે, ખ્રીસ્તિયો પ્રભુને ફક્ત સ્વર્ગમા રહેલો માને છે પરસ્પર તે સર્વ મતવાળાઓ પોતપોતાના વિચારવાળા ઇશ્વરને જે રૂપમા માને છે તેનાથી ભિન્ન એવા જગતકર્તા તરીકે માનેલા ઇશ્વરના સ્વરૂપને ખંડે છે, એમ જો ઇશ્વરવાદીઓના સર્વના ધર્મશાસ્ત્રો વાચશો સાભળશો તો જણાશે તો પછી જૈનો, ઇશ્વર પૂર્ણ કેવલજ્ઞાનાનન્દમય માને છે છતા તેઓ ઇશ્વર માનતા નથી એમ લાલાજી ! તમો કહો છો તે કોઇ રીતે સત્ય ઠરતુ નથી લાલાજી ! તમો વેદો, ઉપનિષદો અને પુરાણોમા પ્રગટેલા તમારા વૈદિક પૌરાણિક હિંદુઓના ભિન્ન ભિન્ન ઇશ્વર સબંધી મતોનોતોએક નિર્ણય કરો કોઇએ આજ સુધી એક નિર્ણય માન્ય રાખ્યો નથી भिन्नरुचिर्हिलोक લોક ભિન્ન ભિન્ન રૂચિવાળો છે. લાલાજી ! તમોએ તમારા હિંદુઓમા ઇશ્વરની માન્યતામા ઉપર પ્રમાણેભેદ છે તેઓપર કઇ ન લખ્યુ અને જૈનોની માન્યતા સમજ્યા વિના જૈનો ઇશ્વર માનતા નથી એમ કપોલ કલ્પિત લખી ઠોકી માર્યું એ ખરેખર તમને હિંદુધર્મના જૂઠા

ધર્માભિમાનની અજ્ઞાનની લાગણી છે, તેને એકાંતમાં બેસી મધ્ય સ્થદૃષ્ટિથી ખૂબ વિચાર કરી જોશો તો સ્વયમેવ સત્ય જાણી શકશો. લાલાજી !! તમો, જૈનો ઇશ્વરના અસ્તિત્વને માનતા નથી એમ કથો છો પણ તમો જેને મહાન્ સત્ય ગ્રન્થ માનો છો તે ભગવદ્-ગીતાના કેટલાક શ્લોકોથી જગત્કર્તા તરીકે ઇશ્વર સિદ્ધ થતો નથી એમ ઠરે છે. તે શ્લોકો નીચે પ્રમાણે છે.

भगवद्गीता अध्याय पांचमो શ્લોક ૧૪=૧૫=૧૬.

न कर्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः
न कर्मफलसंयोगं, स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

नादत्तेकस्यचित्पापं, न चैव सुकृतं विभुः
अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यन्ति जंतवः ॥ १५ ॥

ज्ञानेनतुतदज्ञानं येषां नाशितमात्मनः
तेषामादित्यवत्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

ભાવાર્થ—લોકનું જગત્નું-કર્તૃત્વ અને લોકનાં કર્મને પ્રભુ, સૃજતો નથી અર્થાત્ બનાવતો નથી અને જીવોની સાથે કર્મ જોડવાં અને કર્મફલનો સંયોગ કરવો એ ઇશ્વર કરતો નથી એમ જ્ઞાનદૃષ્ટિથી શ્રીકૃષ્ણ કથે છે અને કથે છે કે એ બધું સ્વભાવથી પ્રવર્તે છે. સ્વભાવથી-અનાદિકાલથી જગત્, જીવો અને કર્મ છે, એમ સ્પષ્ટ જાહેર કરે છે. પન્નરમા શ્લોકમાં સ્પષ્ટ જણાવે છે કે પ્રભુ કોઇનું પાપ લેતો નથી અને કોઇનું સુકૃત પુણ્યકર્મ લેતો નથી. જેઓનું અજ્ઞાનથી જ્ઞાન આચ્છાદન થયું છે તેઓ જગત્કર્તા ઇશ્વર છે એમ અજ્ઞાનથી માને છે જીવોનો અને કર્મોનો સૃષ્ટા પ્રભુ છે, પ્રભુ પાપ પુણ્ય લે છે ઇત્યાદિ ભ્રાંત કલ્પનાને માની અજ્ઞાનીઓ મુંઝાય છે, અજ્ઞાનથી જીવો મુંઝાય છે, એમ શ્રીકૃષ્ણ પોતે જાહેર કરીને ઇશ્વર જગત્કર્તા નથી એમ જૈનોની અને સાંખ્યોની તાત્વિક ઇશ્વર માન્યતાને જાહેર કરે છે અને કહે છે કે આવા જ્ઞાનથી જેઓનું અજ્ઞાન નષ્ટ થયું છે એવા

લોકોને સૂર્યની પેઠે સત્ય ઉત્કૃષ્ટ જ્ઞાનનો પ્રકાશ થાય છે, ભગવદ્-ગીતાના પાચમા અધ્યાયની માન્યતા પ્રમાણે જૈનો ઇશ્વરનુ સ્વરૂપ માને છે સર્વ ઉપનિષદોનો અર્થાત્ વેદોનો સાર ભગવદ્ગીતા છે એટલે વેદો અને ઉપનિષદોના આધારે ઇશ્વર જગત્કર્તા નથી એમ શ્રીકૃષ્ણ જાહેર કરે છે જો આમ છે તો પ્રશ્ન થશે કે ભગવદ્ગીતાના બીજા અધ્યાયોમાં જગત્કર્તા તરીકે ઇશ્વરને કથ્યો છે તેનુ કેમ ? તો તેના ઉત્તરમા જણાવવાનુ કે તત્વજ્ઞાન દૃષ્ટિએ તો ઇશ્વર જગત્કર્ત્તા નથી એમ પ્રથમના છ અધ્યાયથી જણાવ્યુ છે અને બાકીના ભક્તિ મહિમાદર્શક ઉપાસનાના અધ્યાયોમા ઇશ્વરને જગત્કર્તા તરીકે ભક્તિ મહિમાની ઔપચારિક દૃષ્ટિએ જણાવ્યો છે ભક્તિની દૃષ્ટિ ઔપચારિકી છે તથા વિવર્તવાદ દૃષ્ટિની માન્યતા જેવી છે, તેથી ભક્તિમહિમા દૃષ્ટિમા ઉપચારે જગત્કર્તા તરીકે ઇશ્વર છે એમ કથાય છે લખાય છે તેથી અન્ય અધ્યાયોમા ભક્તિ મહિમા દૃષ્ટિએ ઇશ્વરને જગત્કર્તૃ-ત્વાદિરૂપે વર્ણવ્યો છે તેથી તે દૃષ્ટિએ તે સત્ય છે પણ જ્ઞાનદૃષ્ટિએ અસત્ય છે એમ સમજવુ

धर्मशास्त्रेषु विश्वस्य, कर्तृप्रभु प्रवर्णनम्
भक्ताना चित्तशुद्धयर्थं, तत्तु तज्ज्ञै प्रवेदितम् ॥
भक्तिदृष्टया जगत्कर्ता, देवोऽस्तिकथ्यतेजनै
ज्ञानदृष्टया जगत्कर्ता, नास्ति देव श्रुतोस्मृत ॥
औपचारिकभक्तेर्हि, दृष्टित परमेश्वर
जगत्कर्त्रादिभावेन, वेदादिषु प्रकीर्तित ॥
आत्मैव परमात्मास्ति, वेदान्तेहिप्रकथ्यते
आत्मनो विश्वकर्तृत्व, कर्मप्रकृतियोगत ॥
अज्ञाना भक्तिभावेन, ब्रह्मशुद्धि प्रदर्शिता
ज्ञानिनां तत्त्वदृष्टया सा, ब्रह्मशुद्धि श्रुतौस्मृता ॥
औपचारिक भक्तिस्तु, कर्तव्या व्यवहारत
आत्मज्ञानं हृदि धृत्वा, वेदादिशास्त्रवेदिभि ॥

હિંદુ ધર્મશાસ્ત્રોમા વિશ્વકર્તા તરીકે પ્રભુનુ વર્ણન છે.

विश्वस्य सृष्टाभुवनस्यगोप्ता ઇત્યાદિ છે તે પ્રભુનો મહિમા વર્ણ-વીને અજ્ઞ ભકતોને પ્રભુમાં શ્રદ્ધા પ્રીતિરૂપી ભકિત કરાવવા માટે છે, કારણ કે એવી ઔપચારિક ભક્તિથી અજ્ઞ લોકોમાં શ્રદ્ધા પ્રેમ, નીતિ, સદ્‌ગુણ પ્રગટતાં તેઓની ચિત્તશુદ્ધિ થાય છે, માટે ચિત્તશુદ્ધિ અર્થે તેવી રીતે ભકતોની શુદ્ધિ થવાનું રોગીઓના રોગવારણાર્થે વૈદ્યોની પેઠે જાણનારાઓએ કથ્યું છે. ઔપચારિક ભકિત દષ્ટિએ જગત્કર્તા ઇશ્વર છે ઇત્યાદિ કહેવાય છે, અને જ્ઞાનદષ્ટિએતે સત્યજ કથાય છે, તેથી તેવી જ્ઞાનદષ્ટિએ જગત્ કર્તા, જીવોનો કર્તા અને જીવોના કર્મનો કર્તા ઇશ્વર નથી એમ શ્રુતિયોમાં સમર્યું છે. વેદાદિકમાં ઔપચારિકભક્તિથી જગત્કર્તા ઇશ્વરને કથ્યો છે, આત્મા તેજ પરમાત્મા છે. ब्रह्माऽस्मि तत्त्वमसि ઇત્યાદિ વેદમંત્રો આત્માનેજ ઇશ્વર પ્રભુ કહેનારા છે. આત્માની સાથે રજોગુણ તમોગુણ અને સત્વગુણરૂપ કર્મ છે ત્યાં સુધી કર્મ પ્રકૃતિયોગે આત્માને વિશ્વનું કર્તૃત્વ વેદોમાં જણાવ્યું છે, પશ્ચાત્ स एष निर्गुण परंब्रह्म પશ્ચાત્ એ ત્રણ ગુણથી રહિત આત્માને પરબ્રહ્મ જ્યેષ્ટબ્રહ્મ તરીકે કથ્યો છે. અજ્ઞાની ભક્તિભાવે આત્મશુદ્ધિ દર્શાવી છે અને જ્ઞાનીઓને જ્ઞાનદષ્ટિએ આત્મશુદ્ધિ જણાવી છે એમ શ્રુતિયોમાં પ્રભુનો ઉપદેશ છે. માટે વેદાદિશાસ્ત્ર વેત્તાઓએ બ્રહ્મજ્ઞાનને હૃદયમાં ધરીને વ્યવ-હારથી પ્રભુની ઔપચારિક ભકિત કરવી. પ્રભુની પ્રાર્થના કરવી. પ્રભુની પાસે પાપોનો પશ્ચાત્તાપ કરવો, આથી લાલાજી !!! જ્ઞાન દષ્ટિએ અને ભકિતદષ્ટિએ ગીતામાં કથેલા ઇશ્વરના કર્તા અને અકર્તા સંબંધી પરમાર્થ સમજાય તો સારૂં. આત્મા અર્થાત્ ઇશ્વર અનાદિકાલથી છે અને પ્રકૃતિ અર્થાત્ કર્મ અનાદિકાલથી છે. પ્રકૃતિમાં જગત્નો સમાવેશ થાય છે તે બે અનાદિ હોવાથી તે બેનો કર્તા કોઇ નથી. જે અનાદિ હોય છે તેનો કોઇ કર્તા નથી. મહર્ષિ દયાનંદ સરસ્વતીએ પણ પરમેશ્વર, આત્માઓ, કર્મ, જગત્ એ ચાર વસ્તુ અનાદિકાલથી છે એમ

સત્યાર્થ પ્રકાશમા લખ્યુ છે તેથી જગત્-આત્માઓ અને કર્મ-પ્રકૃતિનો કર્તા ઇશ્વર સિદ્ધ ઠરતો નથી. ભગવદ્ગીતા કે જેને હિંદુઓ પ્રમાણિક ગ્રન્થ માને છે તેમા પુરૂષ અને પ્રકૃતિ બન્ને અનાદિકાળથી છે એમ જણાવ્યું છે. તદ્યથા-ભગવદ્ગીતા-તેરમો અધ્યાય શ્લોક ૧૯-૨૦

> प्रकृतिं पुरुष चैव, विद्धचनादी उभावपि,
> विकाराश्च गुणाश्चैव, विद्धि प्रकृतिसंभवान् ॥१९॥
>
> कार्यकारणकर्तृत्व,-हेतु प्रकृतिरुच्यते
> पुरुष सुखदु खानां, भोक्तृत्वे हेतु रुच्यते ॥२०॥
>
> पुरुष प्रकृतिस्थोहि, भुक्ते प्रकृतिजान् गुणान्
> कारण गुणसंगोऽस्य, सदसद्योनिजन्मसु ॥२१॥
>
> उपद्रष्टानुमन्ताच, भर्ता भोक्ता महेश्वर
> परमात्मेति चाप्युक्तो, देहेऽस्मिन् पुरुष' पर ॥२२॥

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે પ્રકૃતિ અને પુરૂષ એ બે અનાદિથી છે એમ જાણુ, રજોગુણ તમોગુણ અને સત્વગુણ, એ ત્રણ ગુણ અને દેહાદિ સર્વને પ્રકૃતિથી અર્થાત કર્મથી થએલ જાણુ ! પ્રકૃતિ છે તે સર્વ પ્રકારના જગત્‌ના કાર્ય કારણ કર્તૃત્વમા હેતુભૂત છે પણ અન્ય કોઇ ઇશ્વરકર્તા હેતુ તરીકે નથી પુરૂષ અર્થાત્ આત્મા છે તે સુખ દુ ખભોગમા હેતુભૂત છે પુરૂષ-આત્મા છે તે દેહાદિપ્રકૃતિમા રહીને પ્રકૃતિથી થએલ તમ, રજસ્, સત્વગુણને અર્થાત્ આઠ કર્મને ભોગવે છે. ઉંચ નીચ યોનિયોમા આત્માના જન્મોનું કારણ તમોગુણ, રજોગુણ અને સત્વગુણનો આત્માની સાથે સ ગ છે શરીરમાં રહેલો પુરૂષ-આત્મા છે, તેજ ઉપદ્રષ્ટા અને અનુમન્તા છે અને આ દેહમા રહેલ આત્મા તેજ પરપુરૂષ-પરમાત્મા-મહેશ્વર એવા નામે કહેવાય છે અને તેજ ભર્તા ભોક્તા છે દેહસ્થ આત્મા તેજ પરમાત્મા છે, અને શાકરવેદાતીઓ પણ જીવને શિવ માને છે જૈનો આત્મા, તેજ વિશુદ્ધ થતા પરમાત્મા થાય છે એમ માને છે ભગવદ્-

ગીતામાં એ પ્રમાણે દેહમાં રહેલ–આત્માને પર–પુરૂષ, મહેશ્વર પરમાત્મા કહ્યો છે, તેથી લાલાજીએ તેનો ખ્યાલ રાખવો જોઇએ, અને જૈનો ઇશ્વરને માનતા નથી એવા પોતાના દુરાગ્રહને દૂર કરવો જોઇએ. આખી દુનિયાના મનુષ્યો જગત્કર્તા ઇશ્વર અને જગત્ અકર્તા ઇશ્વર એવા બે પક્ષમાં વ્હેંચાઇ ગયા છે, વૈદિક હિંદુઓનો સાંખ્યમત, તથા પારમાર્થિકદૃષ્ટિયે વૈદિકપૌરાણિક શાંકરમત સંપ્રદાય, પૂર્વમિમાંસાવાદીઓ, જૈનો અને બૌદ્ધો એ સર્વે ઇશ્વરને જગત્ અકર્તા તરીકે માને છે અને વૈષ્ણવો, ખ્રીસ્તિયો, મુસલમાનો અને પારસીઓ, ઇશ્વરને જગત્કર્તા તરીકે માને છે. લાલાજીએ આ પ્રમાણે લખ્યું હોત કે જૈનો જગતઅકર્તા તરીકે ઇશ્વરને માને છે તો તે યોગ્ય ગણાત, પણ જૈનો ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારતા નથી એવું જૂઠું લખી દીધું તે તેમની કેવલ ધાર્મિકતત્ત્વજ્ઞાનની ખામી છે, વેદોમાં, ઉપનિષદોમાં અને પુરાણોમાં સાંખ્યદર્શનનું તત્ત્વજ્ઞાન ભરેલું છે. સાંખ્યવાદીઓની અને જૈનોની જગત્ અકર્તા ઇશ્વરની માન્યતા અકર્ત્તાવાદમાંજ માત્ર સરખી છે, તેથી વેદો અને ઉપનિષદો વગેરે પણ જૈનોના જગત્ અકર્તા ઇશ્વર-વાદમાં સાક્ષીરૂપ ઠરે છે, તેથી તમો જૈનો ઇશ્વર માનતા નથી એવું કથી જૈનોને નાસ્તિક ઠરાવવા માગો છો પણ હવે તેવું ચલાવી શકે એવું જગત્ આંધળું નથી. લાલાજી !!! વેદના કાલમાં પણ આસ્તિક આર્યોમાં કપિલ, ભારતદ્વાજ વગેરે ઇશ્વરને જગત્ અકર્તા તરીકે માનતા હતા, તેથીસાંખ્યમત વૈદિક તરીકે આસ્તિક ગણાતો હતો, જૈનો પણ જગત્ અકર્તા તરીકે ઇશ્વર પરમાત્માને માનતા હોવાથી તે સાંખ્યવત્ આસ્તિક ઇશ્વરવાદી છે. ઇશ્વર છે એમ જે માને છે તે ઇશ્વરવાદી છે, અને જે ઇશ્વર નથી એમ માને છે તે નાસ્તિક છે. જગત્ના કર્તાતરીકે ઇશ્વરને માને તે ઇશ્વરવાદી આસ્તિક છે એવી તો જગત્કર્તાવાદીઓની સ્વમતદુરાગ્રહની ટુંકી વ્યાખ્યા છે અને એવી વ્યાખ્યાથી તો સાંખ્યદર્શન નાસ્તિક ગણાય પણ વેદોમાં અને ઉપનિષદોમાં તથા બ્રહ્મસૂત્રમાં તથા ભગવદ્ગીતામાં

કોઇ ઠેકાણે જગતકર્તા ઇશ્વર માને તે આસ્તિક-ઇશ્વરવાદી ગણાય એવુ પ્રમાણુ નથી, પાણિનિ, પતજલિ વગેરે તો કહે છે કે परलोक अस्ति इतिमतिर्येषाते आस्तिका પરલોક છે એવી જેઓની મતિ છે અર્થાત સ્વર્ગ, પુનર્જન્મ કર્મ, બધ, છે એવી મતિ વાળા તથા જગતકર્તા ઇશ્વર અગર જગત અકર્તા ઇશ્વરને જેઓ માને છે તેઓ આસ્તિક છે, એમ સ્પષ્ટ જાહેર કર્યું છે. આત્મા વગેરેને જે માને તે આસ્તિક છે એવુ શકરાચાર્યના પહેલા સર્વ ધર્મવાળાઓની માન્યતા હતી પાછળથી જ્યારે વિ. સ આઠમા સૈકામા શકરાચાર્ય થયા ત્યારે જેઓ વેદોને ન માને તેઓને તેઓએ નાસ્તિક ગણુવા શરૂ કર્યા અને જૈનોએ-જેઓને જૈનધર્મની જૈનશાસ્ત્રોની શ્રદ્ધા ન હોય તેઓને મિથ્યાત્વીઓ ગણ્યા, જૈનો તો જેઓ આત્મા, કર્મ, મોક્ષ, પુનર્જન્મ માને છે તે દુનિયામા ગમે તે ધર્મવાળો હોય પણ તેઓને આસ્તિક માને છે વેદોને માને તે આસ્તિક છે એમ શકરાચાર્યના કાલ લગભગમા મત ગણાવા લાગ્યો नास्तिको वेदनिन्दकः વેદનિન્દક નાસ્તિક છે એમ તેઓએ ઠરાવ્યુ તે વખતમા કુમારિલ ભટ્ટ વગેરે જગતના કર્તા તરીકે ઇશ્વરને માનતા નહોતા તથા ઇશ્વર છે જ નહીં એવુ માનતા હતા છતા વેદોને માનતા હોવાથી આસ્તિક ગણાતા હતા, શ્રી શકરાચાર્ય તો પરમાર્થ દૃષ્ટિથી જગતનો કર્તા ઇશ્વર નથી એમ માનતા હતા અને વ્યાવહારિકદૃષ્ટિએ વિવર્તવાદ દૃષ્ટિએ જગત કર્તા ઇશ્વરની માયા છે એમ માનતા હતા પણ તે વેદોને માનતા હોવાથી આસ્તિક ગણાયા હતા, પણ પાછળથી અગિયારમા બારમા સૈકામા થનાર શ્રી રામાનુજે શકરાચાર્યને પ્રચ્છન્ન બૌદ્ધ કહ્યા અર્થાત જગત કર્તા ઇશ્વર નથી એવી તેમની પારમાર્થિક દૃષ્ટિ હોવાથી તેમને પ્રચ્છન્ન બૌદ્ધ કહ્યા. રામાનુજ આચાર્ય, વલ્લભાચાર્યના વખતમા જેઓ વેદોને માને અને જગતનો કર્તા ઇશ્વર માને તે આસ્તિક ઇશ્વરવાદી વિશેષત. ગણાવા લાગ્યા પાછળથી મુસલમાનો અને ખ્રીસ્તિયોના રાજ્યકાલમા ખ્રીસ્તિ, મુસલમાન હિદુ વગેરે ગમે તે હોય પણ જે ઇશ્વરને

જગત્કર્તા માને તે આસ્તિક અને ઇશ્વરને માને પણ જગત્કર્તા તરીકે ઇશ્વરને ન માને તે નાસ્તિક એવું વેદાદિશાસ્ત્રની વિરૂદ્ધ આસ્તિક નાસ્તિકનું જૂઠું લક્ષણ ગણાવા લાગ્યું છે તે વેદાદિશાસ્ત્ર સંમત નથી અને તે અસત્ય છે અને તેમાં જ્ઞાનદૃષ્ટિએ કંઇ સત્ય નથી એમ મહાશય લાલાજીએ સમજીને પ્રાચીનકાલની વેદ જૈનશાસ્ત્રમાન્ય દૃષ્ટિએ આસ્તિક નાસ્તિકનો વિચાર કરવો જોઇએ. તમો કહેશો કે જૈનો ઇશ્વર માનતા નથી, અમો કહીશું કે વૈદિક પૌરાણિક હિંદુઓ ઇશ્વરને માનતા નથી. એ પ્રમાણે બૌદ્ધો, ખ્રીસ્તિયો અને મુસલમાનો પણ સ્વમાન્યતાના ઇશ્વર વિના અમને તથા તમને નાસ્તિક અનીશ્વરવાદી, કહેશે, તેથી શું ? એમતો સર્વદર્શન ધર્મીઓ પોતાને આસ્તિક કહી બીજાને નાસ્તિક કહે છે પણ તે યોગ્ય નથી, ઇશ્વર જગત્કર્તા નથી એમ ભગવદ્ગીતાના શ્લોકોથી ઉપર પ્રમાણે જણાવ્યું તેથી તમારે ભગવદ્ગીતાના કેટલાક ભાગને નાસ્તિક અને કેટલાકને આસ્તિક કહેવો પડશે અને તેથી આસ્તિક નાસ્તિકના સંબંધી ઘોંટાળો થશે માટે હાલની એવી કલ્પેલી નાસ્તિક અનીશ્વર ઇશ્વરવાદની વ્યાખ્યાનો ત્યાગ કરી પૂર્વની માન્યતા ઉપર આવી જાઓ અને અસત્ય વ્યાખ્યાનો ત્યાગ કરો. આર્યસમાજીષ્ટ સ્વામી દયાનંદજી પણ જગત, ઇશ્વર, આત્માઓ અને કર્મ એ ચાર અનાદિથી માનતા હોવાથી વૈષ્ણવો, ખ્રીસ્તિયો અને મુસલમાનોની દૃષ્ટિએ તો તેઓ તેઓના જેવા ખરેખરા ઇશ્વર જગત્કર્તા વાદી ગણાતા નથી, તેથી તેમને વૈષ્ણવો વગેરે નાસ્તિક કહે છે. તેથી હાલની પરસ્પરધર્મવિરૂદ્ધધર્મ કોમોમાં ચાલતી આસ્તિક નાસ્તિક ઇશ્વર વાદી અને અનીશ્વર વાદીની વ્યાખ્યાનો કંઇ અર્થજ નથી. જેને ફાવેતેમ કહે તેથી કંઇ કોઇના પણ ધર્મને અસત્ય સિદ્ધ કરી શકાતો નથી. સર્વધર્મવાળાઓ પોતાને આસ્તિક કહે છે અને બીજાને નાસ્તિક કથે છે. ભગવદ્ગીતાના અઢારમા અધ્યાયમાં હરેક કાર્યના પંચહેતુઓ જણાવ્યા છે અને તેથી કાર્યની સિદ્ધિ થાય છે તેમાં કાર્યપ્રતિ ઇશ્વરની હેતુતા જણાતી નથી. તેમાં નીચે પ્રમાણે વૈદિક ભગવદ્ગીતાની સાક્ષી છે.

पञ्चैतानि महाबाहो, कारणानि निबोधमे
साङ्ख्ये कृतान्ते प्रोक्तानि, सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

अधिष्ठानं तथा कर्ता-करणं च पृथग्विधम्
विविधाश्चपृथक्चेष्टा, दैवं चैवात्र पचमम् ॥१४॥

शरीरवाङमनोभिर्यत्, कर्म प्रारभते नर
न्याय्यंवाविपरीतंवा, पञ्चैते तस्य हेतव ॥१५॥

तत्रैवसतिकर्त्तार-, मात्मानं केवलंतुय
पश्यत्यकृतबुद्धित्वान्नम पश्यति दुर्मति ॥१६॥

સાખ્યસિદ્ધાતમા સર્વકર્મની સિદ્ધિમાટે પાચ કારણો કથ્યા છે અધિષ્ઠાન ( શરીર ) ૨ કર્તા જીવ ૩ કરણ, ૪ વિવિધ પ્રાણ ઉદ્યમની ચેષ્ટા અને દેવ અર્થાત્ કર્મ એ પાચથી કાર્યની સિદ્ધિ થાય છે શરીરવાણી મનથકી ન્યાય વા વિપરીત જે કર્મ પ્રારભાય છે તેમા પાચહેતુઓ ઉપર પ્રમાણે છે. તે પ્રમાણે છતા જે આત્મા–પુરૂષ અર્થાત્ ઇશ્વરનેજ ફક્ત જગત્ કર્તા તરીકે માને છે તે અકૃતબુદ્ધિથી દુર્મતિ દેખતો નથી, જૈનશાસ્રોમા પણ પાચ કારણોથી કાર્યની સિદ્ધિ થાય છે અને તે કારણો નીચે પ્રમાણે છે

कालो सहाव नियई, पुव्वकय पुरिस कारणे पच,
समवाये सम्मत्त-अन्नहा होइ मिच्छत्तम् ॥

કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પાચકારણથી દરેક કાર્યની સિદ્ધિ થાય છે, આ ઉપરથી જણાવવાનુ કે કર્મ કાર્યની સિદ્ધિમા ઉપર પ્રમાણે સાખ્યમા અને જૈનદર્શનના પાચ પાચ કારણો છે પણ ઇશ્વરને કારણ કહ્યુ નથી, તેથી આત્માઓ, કર્મ, જગત્ વગેરેનો કર્તા ઇશ્વર નથી એમ સિદ્ધ થાય છે સાખ્યમતને તમારાથી નાસ્તિક કથી શકાય તેમ નથી તેમબધી અમોએ ઇશાવાસ્યોપનિષત્ ભાવાર્થ વિવેચન અને આત્મતત્ત્વદર્શન નામનો ગ્રન્થ રચેલ છે, તે વાચવા યોગ્ય છે ભગવદ્ગીતામા યુક્તિસર સાખ્ય, યોગ, ભક્તિ, ઉપાસના, કર્મયોગ વગેરેનુ ભેળુ વર્ણન કરવામા

આવ્યું છે. ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં આત્માજ આત્માનો ઉદ્ધાર કરે છે એ આશયમાં ગૂઢ એવું જણાવ્યું છે કે આત્મા જ પ્રભુ-પરમાત્મા છે તેનો અન્ય કોઇ ઇશ્વરથી ઉદ્ધાર થતો નથી એવું જણાવ્યું છે. જુઓ ભગવદ્ગીતા. છઠ્ઠો અધ્યાય.

उद्धरेदात्मनाऽत्मानं नात्मानमवसादयेत्
आत्मैवह्यात्मनोबंधु, रात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

बंधुरात्माऽत्मनस्तस्य येनात्मैवात्मनाजितः
अनात्मनस्तुशत्रुत्वे वर्तेताऽऽत्मैवशत्रुवत्॥६

આત્મા, આત્માવડે આત્માનો ઉદ્ધાર કરે છે. આત્મા પોતાનો નાશ કરતો નથી. આત્મા જ આત્માનો બંધુ છે અને આત્માજ આત્માનો શત્રુ છે. આત્માથી ભિન્ન જે ઇશ્વર છે તે આત્મા પ્રતિ શત્રુ અગર મિત્ર નથી. જેણે રાગ દ્વેષનો ક્ષય કરીને આત્માને જીત્યો છે તેજ આત્માનો બંધુ છે અને જેણે મન જીત્યું નથી-મોહ જીત્યો નથી તેને તો આત્માજ શત્રુની પેઠે છે. ઇત્યાદિ શ્લોકથી આત્માજ કર્મનો ક્ષય કરીને પરમાત્મા થાય છે. ઇત્યાદિથી શ્લોકથી જાણવાનું કે-આત્મા તેજ રજોગુણ તમોગુણ અને સત્વગુણનો ક્ષય કરી પરમાત્મા થાય છે. જૈનો સિદ્ધ પરમાત્માને, અરૂપી અનંત જ્ઞાનદર્શનચારિત્રમય માને છે. સિદ્ધશિલાપર સિદ્ધ પરમાત્મા વિરાજમાન છે એમ જૈનશાસ્ત્રોમાં પ્રતિપાદ્યું છે. વેદાન્ત શાસ્ત્રો પણ તમોરજોગુણ અને સત્ત્વગુણથી રહિત વિશુદ્ધ બ્રહ્મને પરમાત્મા શુદ્ધાત્મા પ્રભુ તરીકે માને છે. બન્નેની એ પ્રમાણે માન્યતા છે. તેથી લાલાજીએ પોતાની ઇશ્વરની માન્યતાની વ્યાખ્યાને સંકુચિત એક દેશી જાણીને અને પરમાત્મા ઇશ્વરની સર્વદેશી વ્યાપક માન્યતાને ઉપર પ્રમાણે જાણીને જૈનો ઇશ્વરને માને છે એવો દ્વિતીયાવૃત્તિમાં સુધારો કરવો.

आक्षेप लालाजी—जैनके मतमें अच्छे व अच्छा, श्रेष्ठ और त्यागीसे त्यागी मनुष्यही परमेश्वरहै । इसअंशमेंजैनोक्ताधर्म युरो

पीयदर्शनिककमिटिकेधर्मसें मिलता है। अमरिकामें इसाइयोका एकसप्रदायभीइसीसिद्धांतकी शिक्षादेनेवालाहै

જૈન—જૈનો તીર્થંકરને સાકારરૂપી પ્રભુ માને છે અને સિદ્ધ પરમાત્માને અરૂપી નિરાકાર સિદ્ધ-ઇશ્વર તરીકે માને છે, અરિહંત અર્હંન્તીર્થંકર જિનેશ્વર આદિ નામો છે તે શરીરધારી સર્વજ્ઞ સર્વદોષ રહિત પરમાત્માના નામ છે. જે તીર્થંકર નામ કર્મને તપ સેવાભક્તિ વગેરેથી બાધે છે તે તીર્થંકરતરીકે જન્મે છે. સર્વ તીર્થંકરો ક્ષત્રિયના ઉત્તમ કુલમા જન્મ લે છે. જન્મતી વખતે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનના ધારક હોય છે. પાચ ઇન્દ્રિયો અને છઠ્ઠા મનથી ઉત્પન્ન થએલ મતિજ્ઞાન તેઓને હોય છે. સર્વ પ્રકારના શાસ્ત્રોનુ સપૂર્ણ જ્ઞાન તે શ્રુતજ્ઞાન, તેઓને હોય છે તીર્થંકરો સર્વ વિશ્વમા રહેલા રૂપી પદાર્થોને અતરની ચક્ષુથી દેખી શકે છે એવુ તેઓને અવધિજ્ઞાન હોય છે મનવાળા સર્વ પચેન્દ્રિય જીવોના મનમા ઉત્પન્ન થતા વિચારોને જાણનાર મન પર્યવજ્ઞાન હોય છે તેઓ ચારિત્ર દીક્ષા લીધા બાદ મન પર્યવજ્ઞાનને પામે છે, અને શુકલ ધ્યાન ધરીને કેવલજ્ઞાનને પામે છે, તે કેવલજ્ઞાનથી સર્વવિશ્વમા રહેલા રૂપી-અરૂપી સર્વપદાર્થોને જાણી શકે છે સૂક્ષ્મમા સૂક્ષ્મ સર્વવસ્તુને પણ જાણે છે અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણ કાલના સર્વભાવને સાક્ષાત્ દેખે છે જાણે છે, તેઓ સર્વથા રાગદ્વેષ રહિત થાય છે ચોસઠ ઇન્દ્રો તેમની સેવા કરે છે, તેઓ અનત શક્તિના સ્વામી પ્રભુ થાય છે પશ્ચાત્ આયુષ્ય પૂર્ણ થયા પછી શરીર છોડીને સિદ્ધશિલાપર સર્વ કર્મ રહિત થઇ વિરાજે છે ત્યારે તેઓ સિદ્ધ-પરમાત્મા અરૂપી પરબ્રહ્મ કહેવાય છે, તેથી લાલાજી-તમોએ જૈનોના અરિહંત-તીર્થંકર દેહધારી પરમાત્માને સાગમા સાગ મનુષ્ય જેવા જણાવ્યા તેમા તમારી ભૂલ થઇ છે, સપૂર્ણ દુનિયામા રહેલ સર્વરૂપી અરૂપી પદાર્થોને સાક્ષાત્ દેખે અને જે વીતરાગ હોય તથા જેઓને ઇન્દ્રો પૂજે તથા દેવો જેઓનુ સમવસરણ રચે અને જે સત્ય ધર્મના પ્રકાશ કરે છે તેઓને જૈનો, તીર્થંકરો

માને છે. તેવા દેહસ્થસંપૂર્ણ સર્વતીર્થંકરોની તુલના તેમણે યુરોપીય દાર્શનિક કમિટીની માન્યતા સાથે કરી તેમાં કારણ ખરેખર લાલાજીની અજ્ઞાનતા છે અને તેવી જૂઠી તુલનાથી જૈનોને તેમણે ભયંકર અન્યાય કર્યો છે.

યુરોપીયદાર્શનિક કમિટી છે તે આત્માઓને માનતી નથી.તથા પરમેશ્વર, કર્મ,પુનર્જન્મ,સ્વર્ગ,નરક માનતી નથી. તે કમિટી ભૌતિવાદને માને છે. પંચ ભૂતમાંથી આત્મા થાય છે અને પંચભૂતમાં લય પામે છે. પ્રકૃતિમાંથી આત્મા જીવ વિકારરૂપ.થાય છે અને તેમાં લય પામે છે. ઉત્તમ ન્યાયી સદ્ગુણી મનુષ્ય કે જે સમાજનું વિશેષ ભલું કરનારો હોય છે તેને તેઓ ઇશ્વર માને છે પણ તે સર્વજ્ઞ હોતો નથી એમ માને છે, તેઓના મતના શ્રેષ્ટ પુરૂષમાં કેવલ જ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને અવધિજ્ઞાન હોતું નથી. એવા યુરોપીયદાર્શનિક કમિટીના શ્રેષ્ટ પુરૂષની સાથે તો તિલક જેવાની પણ સરખામણી ન થઇ શકે તો તીર્થંકર કેવલજ્ઞાની પરમાત્માની સાથે સરખામણી કરવાની તો વાતજ શી કરવી ? તીર્થંકર પરમાત્મા, કેવલજ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અને અંતરાય એ ચારઘાતીકર્મનો ક્ષય કરે છે. ક્રોધ, માન, માયા, લોભ, કામ, અજ્ઞાન, પુરૂષ વેદ આદિ દોષોથી સર્વથા મુક્ત થાય છે. તીર્થંકર કેવલી પોતાના કેવલજ્ઞાનથી સંપર્ણ વિશ્વને જાણે છે તથા દેખે છે અને સર્વથા રાગદ્વેષરહિત હોવાથી જેવું જાણે છે દેખે છે તેવું પ્રરૂપે છે તેથી તેમનો કથેલ જૈનધર્મ તે સત્ય ધર્મ છે. અનાદિકાલથી તીર્થંકરો દરેક અવસર્પિણી ઉત્સર્પિણી આરામાં થયા કરે છે અને અનંતકાલ પર્યંત થશે અને જૈનધર્મનો પ્રકાશ કર્યા કરશે. એવા તીર્થંકર પરમાત્માઓની યુરોપીયદાર્શનિક કમિટીના શ્રેષ્ઠ પુરૂષસાથે સરખામણી કરવી તે કેવલ લાલાજીના મનમાં જૈનધર્મ પ્રતિ કેવી દ્વેષ તિરસ્કાર બુદ્ધિ હશે તે જણાય છે. લાલાજીએ મુસલ્માનોના પયગંબરો અને વૈષ્ણવ હિંદુઓના ચોવીશ અવતારો સાથે યુરોપીયદાર્શનિક કમિટીના શ્રેષ્ઠ પુરૂષની સરખામણી કરી હોતતો તેમની શી દશા થાત તે

કહી શકાય એમ, નથી તેથી તેમણે પયગબરો, તથા હિંદુઓના ચોવીશ અવતારોની સાથે સરખામણી કરવામા પોતે ચેતીગયા અને જૈનોને નબળા જાણીને જૈનાના તીર્થંકર પરમાત્માઓને યુરોપીયદાર્શનિક કમિટીના શ્રેષ્ઠ પુરૂષના સરખા ઠરાવ્યા, તે જૂલ્મ અન્યાય છે ખરેખર લાલાજી પહેલા જૈન હતા પણ પછીથી આર્યસમાજી થયા તેથી જૈન ધર્મને અને તીર્થકરોને ઉડાવવા તથા જનતા સમક્ષ તેઓને હલકા પાડવા પ્રયત્ન કર્યો હોય એવુ મધ્યસ્થ મનુષ્યોને પણ સહેજે જણાય તેમ છે. લાલાજી મહાશય ! ! ! તમોએ જૈનધર્મના શાસ્ત્રોનો અભ્યાસ કર્યો નથી તેથી તમારી ભૂલો થઇ છે દેશના આગેવાનો તરીકે ગણાતા મનુષ્યો જો આ પ્રમાણે અન્યધર્મોપર આક્ષેપ કરેતો તેઓના કરતા વિદેશી અગ્રેજો ઘણા દરજ્જે સારા ગણાય કારણ કે લાલાજી જેવાઓના હાથમા જો રાજ્યસત્તા હોય તો તેઓ જૈનધર્મ અને જૈનોને હિંદમા જીવવા ન દે અને તેઓનાપર આક્ષેપો કરીને તેઓને ધૂળજેવા તુચ્છ હલકા કરીદે પણ એવા સર્વે દેશનેતાઓ હોતા નથી.પડિત મદનમોહનમાળવીયા વગેરે તથા ભારત હિદુ મહાસભા તો હવે હિદુ ધર્મની આર્યજૈનો, આર્યબૌદ્ધો અને આર્ય બ્રાહ્મણો એ પ્રમાણે ધર્મની ત્રણ શાખાઓ માને છે કાશીમાં વિ. સ ૧૯૭૯મા હિદુ મહાસભાની બેઠક થઇ હતી તેમા હિદુ ધર્મની ત્રણશાખાઓને આમત્રણ હતુ બૌદ્ધધર્મ, જૈનધર્મ અને વૈદિક પૌરાણિક ધર્મ એ ત્રણ ધર્મવાળાઓએ એકત્ર થવુ અને એ ત્રણ હિદુધર્મો છે તેથી હિદુ ધર્મીઓનુ ઐક્ય સગઠન કરવુ, એવો પ્રયત્ન શરૂ થયો છે, તેમા દેશધર્મના આગેવાનો ભળવા લાગ્યા છે, ત્યારે લાલાજી જેવા ઐતિહાસિકપુસ્તકમા ઐતિહાસિકદૃષ્ટિએ ન લખતા પોતાના અસત્ય વિચારોને જણાવીને જૈનધર્મ અને જૈનો-પર આક્ષેપ કરી જૈનોને પોતાના વિરૂદ્ધ ઉશ્કેરી મૂકયા છે એ કોઇ રીતે લાલાજીએ યોગ્ય કર્યું નથી

હવે લાલાજીના અન્ય આક્ષેપો સબધી પ્રત્યુત્તર દેવામા આવે છે जैनोकासवसेवडानैतिकसिद्धातअहिंसा है इस

सिद्धांतको जैनोनेचरमसीमातकपहुचादियाहै, यहांतककि कुछलीगोंकीदृष्टिमेंजैनहोना परलेदरजेकी कायरताहै । परंतु जैनविद्वान् धर्मयुद्धमें लड़नेकोपापनहींसमजतेऔर न दंडदेनावेअपनेधर्मके विरुद्धसमजतेहैं ॥

લાલાજી મહાશય—! તમને જૈનોની દયાના સિદ્ધાંત ઉપર બહુ લાગી આવે છે. જૈન થવું તેપણ તમારા જેવાને કાયરતાની નિશાની લાગે છે તેથી તમોએ ગાંધીના દયાના વિચારોને પણ જૈનધર્મ દયાના વિચારો માનીને ગાંધીજીને જૈન ગુપ્ત છે એમ જાણી તમે લેખો લખ્યા હતા અને ગાંધીજીને પણ તેથી હું જૈન નથી પણ વૈષ્ણવ છું એમ સ્પષ્ટ જણાવી દેવું પડયું હતું. જૈન શાસ્ત્રોમાં શ્રાવકો અને સાધુઓ એમ બે પ્રકારે જૈનો છે. ગૃહસ્થ શ્રાવક જૈનોના બે ભેદ છે, અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગૃહસ્થશ્રાવકો અને બીજા દેશવિરતિ, દેશનામ અંશથી શ્રાવકનાં બાર વ્રતવાળા—બારવ્રત પૈકી અમુકવ્રતધારી એમ બે પ્રકારે ગૃહસ્થ શ્રાવકો છે. શ્રેણિક અર્થાત્ બિંબીસાર વગેરે રાજાઓ હતા તે જૈન દેવ-ગુરૂધર્મની શ્રદ્ધા ધારણ કરનારા હતા. દેવગુરૂધર્મની સેવાભકિત કરનારા હતા, પણ શ્રાવકનાં બારવ્રત ધારણ કરનારા પાંચમા ગુણસ્થાનકવાળા નહોતા, તેઓ ચોથાગુણસ્થાનકવાળા સમ્યગ્દૃષ્ટિ શ્રાવક હતા. ચોથા ગુણ સ્થાનકમાં શ્રદ્ધાભકિત સેવાધર્મ છે પણ અહિંસા, સત્ય, અસ્તેયાદિવ્રતો નથી. તેથી સમ્યગ્દૃષ્ટિ અવિ-રિત શ્રાવક જૈનો તો જૈનધર્મ, દેવગુરૂ આદિ તત્ત્વોની શ્રદ્ધા કર-નારા હોય છે તથા દેવગુરૂધર્મની સેવાભક્તિમાં પ્રાણાર્પણ કરનારા હોય છે. અહિંસા સત્ય વગેરેમાં ધર્મ માને છે પણ હિંસામાં અધર્મ માને છે પણ અંશ થકી તેઓ હિંસાનો ત્યાગ કરી શકતા નથી, પણ તે હિંસાને પાપ તરીકે સમજે છે તેથી છેવટે હિંસા વગેરેનો ત્યાગ કરી દેશવિરતિ શ્રાવક અને સાધુધર્મ પાળવા સમર્થ બને છે. બીજા દેશવિરતિ શ્રાવક હોય છે તે ગૃહસ્થાવાસમાં સવા વિસવાની દયા પાળી શકે છે, કારણ કે ગૃહસ્થાવાસમાં સાધુ-

ઓની પેઠે સર્વથા અહિંસક બની શકાતુ નથી. તેથી દેશવિરતિધર શ્રાવકો સવાવીશવાની દયા અંગીકાર કરી શકે છે. જેઓ શ્રાવકના વ્રતો અંગીકાર કરે છે એવા શ્રાવકો પ્રથમસ્થૂલપ્રાણાતિપાતવિરમણવ્રત અંગીકાર કરે છે સ્થૂળ અર્થાત્ મોટા પ્રાણીઓના નાશથી વિરામ પામવુ તે દેશ વિરતિધર શ્રાવકોનુ પ્રથમ વ્રત છે. એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એ પાચ પ્રકારના જીવો છે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ એકેન્દ્રિય જીવો છે પૂરા જળો વગેરે દ્વીન્દ્રિય જીવો છે. કીડી મંકોડા વગેરે ત્રીન્દ્રિય જીવો છે. વિંછી, ભમરા, તીડ, માખો, ડાસ વગેરે ચતુરિન્દ્રિય જીવો છે દેવો, મનુષ્યો, પશુપંખી જલચરો વગેરે તિર્યંચો અને નારકીઓ તે પંચેન્દ્રિયજીવો છે. વ્રતધારી શ્રાવકો, એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રય જીવોની હિંસાના ત્યાગરૂપ પ્રતિજ્ઞા કરી શકતા નથી પણ એ જીવોની જેટલી બને તેટલી રક્ષા કરવી એ રીતે યતના ધારી શકે છે વ્રતધારીશ્રાવકો સર્વપંચેન્દ્રિય સ્થૂલ જીવોની હિંસાનો ત્યાગ રૂપવ્રત અંગીકાર કરી શકતા નથી. પશુપંખી આદિ તથા મનુષ્યો પૈકી જેઓ નિરપરાધી હોય છે તેઓની હિંસા ન કરવી એટલી દયા—અહિંસા કરી શકે છે અને પંચેન્દ્રિય અપરાધી પશુપંખી મનુષ્યો વગેરેની હિંસાનો ત્યાગ કરી શકતા નથી પણ તેઓ હિંસાના પ્રસંગે પણ સાપેક્ષદયાભાવના વિવેકપૂર્વક વર્તી શકે છે—આટલીજ વ્રતધારી ગૃહસ્થ જૈનોની સવાવિસવાની દયા હોય છે અને જૈન સાધુઓને તો પાચે પ્રકારના જીવોની હિંસાનો ત્યાગ હોય છે તેથી તે વીશવસાની દયા પાળનારા ગણાય છે. સાધુઓની જીવદયા અને ગૃહસ્થોની જીવદયામા એ પ્રમાણે ફરક છે જૈન ગૃહસ્થો કે જે વ્રતધારી શ્રાવકો છે તે સાપરાધી પંચેન્દ્રિય જીવોની હિંસાનો ત્યાગ કરી શકતા નથી પણ તેમા તેઓ ધર્મ્ય વિવેકથી જેટલુ બને તેટલુ હિંસા ન થાય એવુ લક્ષ્ય રાખે છે વ્યાપાર ખેતી વગેરે આજીવિકાદિ કર્મો કરવા-

માં નકામી કોઇ જીવની હિંસા પ્રમાદે ન થાય તે માટે જયણાથી પ્રવર્તે છે, ગૃહસ્થદશામાં સવાવીશવા જેટલીજ દયા તેઓ પાળવા શકિતમાન્ થાય છે, દેશ ધર્મ, સંઘ, પ્રજા, કુટુંબાદિરક્ષણાર્થે તેઓ ગૃહસ્થદશાના અધિકારપ્રમાણે વર્તી શકે છે, ગૃહસ્થ દશામાં સવાવીશવાની દયા પાળવી અને નિરપરાધી જીવોની અહિંસા સાથે આજીવિકાદિ પ્રવૃત્તિ કરવી. તેટલી ગૃહસ્થ દશામાં ગૃહસ્થ જૈનો દયા પાળે તેમાં પ્રથમ દરજ્જાની કાયરતા નથી. કુમારપાળ રાજાએ સવાવીશવાની દયાવાળું શ્રાવકનું સ્થૂલ પ્રાણાતિવાત વિરમણ વ્રત અંગીકાર કર્યું હતું અને લાલાજી ! ! એવી સ્થૂળ પ્રાણીઓની અહિંસા તો ઉપરની દૃષ્ટિએ તમો પણ કરી શકો તેમ છો તો જૈન થવામાં તમને કાયરતા કેવી રીતે લાગી ? મ્હને તો લાગે છે કે તમો સાધુઓના પ્રથમ અહિંસાવ્રતની વિશવસાની દયાને–અહિંસાને, ગૃહસ્થ જૈનોની અહિંસા માની લીધી હશે. તમોએ સાધુઓની દયાને ગૃહસ્થ જૈનોની દયા–અહિંસા માની લેઇ નેજ ઉપર પ્રમાણે લખ્યું છે તેમાં તમોએ મોટી ભૂલ કરી છે. ત્યાગી સાધુઓએ વીશ વસાની દયા પાળવી એમ જૈનશાસ્ત્રોમાં પ્રકાશ્યું છે. તેથી લાલાજીની દષ્ટિએ જૈન બનવામાં કોઇ જાતની કાયરતા રહેતી નથી. એમ ઉપર લખેલ ગૃહસ્થ જૈનોની દયાથી લાલાજી સમજશે અને તેમના લખેલ કારણથી તેમણે જૈનધર્મનો જો ત્યાગ કર્યો હોય તો તેમાં તેમની ભૂલ થએલી છે તે જાણી જૈન બનવામાં તેમને કાયરતા હવે નહીં થાય. જૈન સાધુઓની દયા પ્રવૃત્તિ છે તે દયાની ચરમસીમા છે પણ તે ઉત્સર્ગમાર્ગ દષ્ટિની અપેક્ષાએ જાણવું. અપવાદ માર્ગે જૈનધર્મ સંઘતીર્થ ગુરૂ પ્રતિમાદિ રક્ષા કારણે તો જૈન સાધુઓને પણ એકાંત ચરમસીમાની દયા નથી. જુઓ. નમુચિ પ્રધાને જ્યારે જૈન સાધુઓને અને સાધ્વીઓને હિંદમાંથી કાઢી મૂકવા હુકમ ફરમાવ્યો કે છમાસમાં જો તેઓ નમુચિની રાજ્ય ભૂમિમાંથી બહાર ન જાય તો તેઓને મારી નાખવા. જૈન સાધુઓથી તેના ખંડની બહાર જવું અશક્ય હતું, તેથી જૈન સંઘે મેરૂપર્વતપરથી વિષ્ણુકુ-

માર મુનિને બોલાવ્યા અને નમુચિને સમજાવવા કહ્યુ. નમુચિએ વિષ્ણુકુમારનુ કથન કોઇ પણ રીતે માન્યુ નહીં તેથી વિષ્ણુકુમાર મુનિએ લાખો સાધુઓ વગેરે સંઘના રક્ષાર્થે નમુચિ પ્રધાનને વૈક્રિય રૂપ કરી પગતળે દાબી દીધો તે મરણ પામ્યો અને લાખો સાધુઓના પ્રાણનુ રક્ષણ થયુ તેમા અલ્પદોષ અને મહાધર્મ થયો એવી રીતે અપવાદ માર્ગે સાધુને અહિંસાના સ્થાને હિંસાની, ધર્મ દૃષ્ટિએ પ્રવૃત્તિ છે અને તેથી હિંસા પણ ધર્મસાધનનિમિત્ત હોય છે. ઉજ્જયિની નગરીમા વિક્રમરાજાની પૂર્વે ગર્દભ ભિલ્લ-રાજા રાજ્ય કરતો હતો તેણે એક ત્યાગી સાધ્વી કે જે રૂપવંતી હતી તેને પકડીને અંતેપુરમાં ઘાલી દીધી ચતુર્વિધસંઘે રાજાની પાસે ગમન કરી રાજાને અનેકરીતે સમજાવ્યો પણ રાજાએ સાધ્વીને ન સોપી તેથી તે વખતમા સંઘના આગેવાન કાલિકાચાર્ય હતા, તે ઇરાન ગ્રીસ તરફ ગયા, અને ત્યાથી યવન શકહુણ વગેરેના શાહોની ફોજ લેઇ કાઠિયાવાડ ભરૂચના માર્ગે થઇ માળવાપર સ્વારી કરી અને માળવા દેશજીતી ગર્દભભિલ્લને મારી નખાવ્યો. ધર્મ, સંઘ સાધ્વીના શીયલ નીરક્ષાર્થે, તીર્થાદિકની રક્ષાર્થે ન્યાયથી અપવાદમાર્ગે સાધુઓને પણ એવી પ્રવૃત્તિ સેવવી પડે છે તો ગૃહસ્થશ્રાવકોને તો તેઓના સ્વાધિકારે અહિંસાની અને હિંસાની પ્રવૃત્તિ સેવવી પડે તેમા કઇ આશ્ચર્ય નથી. નિશીથચૂર્ણિમા લખ્યુ છે કે, કોકણ દેશમા પાંચસે સાધુનો સંઘ એક ગુફામા રહ્યો હતો. આચાર્યે એક સાધુને સિંહ વગેરેથી સાધુઓનો નાશ ન થાય તે માટે એક સાધુને ચોકી કરવા મૂક્યો રાત્રે એકેક પહોરે એકેક સિંહ આવ્યો સાધુએ સિંહને દૂર કાઢવામાટે સિંહના કપાલ પર દંડ માર્યો તેથી સિંહ દૂર જઇ મરણ પામ્યો. એમ ત્રણ પહોરમા ત્રણ સિંહ મરણ પામ્યા ચોથા પ્રહરે ચોકીદાર સાધુ સુઇ રહ્યા બીજા સાધુઓ જાગ્યા તેઓએ આચાર્યને ત્રણ સિંહોના મરણની ખબર કરી ચોકીદાર સાધુ જાગ્યા અને તેમણે રાત્રીની હકીકત કહી આચાર્યે ચોકીદાર સાધુને અલ્પહિંસા અને

સાધુઓની રક્ષારૂપ મહાધર્મની સેવાભકિત દૃષ્ટિએ ફક્ત ઇરિયાવહિયાનું પ્રાયશ્ચિત આપ્યું. ઇત્યાદિ અનેક દૃષ્ટાંતોથી વીશવસાની દયા પાળનાર સાધુઓને પણ ખાસ આપત્તિકાલીનઅપવાદકારણે અલ્પ દોષ અને મહાધર્મદૃષ્ટિએ હિંસા કરવી પડે છે, પણ તે હિંસાજ અહિંસાની રક્ષક છે. ગૃહસ્થ વ્રતધારી શ્રાવકોને પણ ઉત્સર્ગ અને આપદ્દશાયુકત અપવાદ એ બે દૃષ્ટિએ સ્થૂલ પ્રાણાતિપાતવિરમણ વ્રત હોય છે. જૈનોને જૈનધર્મ સંઘતીર્થ મુનિ વગેરેની રક્ષણાર્થે ધર્મયુદ્ધ, ધર્મ્ય દૃષ્ટિએ કરવું પડે છે. જો એ પ્રમાણે તેઓ ન વર્તે તો તે છેવટે જૈન કોમ, જૈન સંઘ, જૈન ધર્મતીર્થ વગેરેનો જૈનધર્મના શત્રુઓ નાશ કરે અને જૈનોની દુનિયામાં અસ્તિતા ન રહે. માટે ગૃહસ્થ જૈનોને ધર્મયુદ્ધ, ગૃહસ્થ દશામાં કરવું પડે છે.

तद्यथा

जैनसंघस्य यत्स्वत्वं, तस्यरक्षणहेतवे
जैनानां शत्रुभिःसार्धं, धर्मयुद्धं प्रकीर्तितम्॥१॥
अन्यधर्मिसमाजेन, जैनसंघविनाशने;
प्रवृत्तिःक्रियतेतर्हि, धर्मयुद्धं प्रकीर्तितम्॥२॥
जैनानां जैनसंघस्य, जैनधर्मस्यघातकाः
तैःसहधर्मयुद्धंतु, जैनैः सत्यंप्रक्रियते॥३
देशस्त्रीपुत्रवित्तेभ्यो जैनधर्ममतिप्रियम्
मन्यमानास्तदर्थंच, जीवन्तिजैनधर्मिणः॥४
श्रीजैनधर्मएवाऽस्ति, जैनानां जीवनं परम्
जैनधर्मविनाजैना, जीवन्तोऽपिमृताःखलु॥५
प्राणान्तेजैनधर्मंये, त्यजन्ति न भयादिषु
जीवन्तिजैनधर्माय, जैनास्ते विश्वजीविनः॥६
क्षेत्रकालानुसारेण, स्वाऽऽत्मसंघादिरक्षणे;
अल्पदोषोमहाधर्मो, जैनानां धर्म्यकर्मसु॥७
स्वदेशस्वाऽऽत्मरक्षार्थं, धर्मसंघादिरक्षणे
धर्मयुद्धंच जैनानां, मतं धर्मस्यरक्षकम् ॥८

जैनसंघादिरक्षार्थं, धर्मयुद्धादिकर्मसु,
हिंसाऽप्यहिंसाविज्ञेया, अल्पदोषमहाफला॥९

सूरिवाचकसाधूना, श्रावकाणाप्ररक्षणे
यथोग्यंतत्प्रकर्तव्य, देशकालस्वशक्तित ॥१०

दुष्टस्वार्थादिकैर्दोषै, रन्यधार्मिकदेहिनाम्
कर्तव्या न कदाहिंसा धर्मयुद्धविना जनै ॥११

गृहस्थजैनसघेन, स्वाधिकारविवेकत
धर्मसघादिरक्षार्थं, यतितव्यविशेषत ॥१२

स्वात्मसघादिशक्त्या ये, शक्ता जैना विधर्मिणाम्
मैत्रीकर्मसुयोग्या स्ते, भवन्तिनान्यथामता ॥१३

स्वातन्त्र्यस्वात्मशक्त्याचै पारतन्त्र्यमशक्तित
विज्ञायैवसदाजैनै सम्पाद्या सर्वशक्तय.॥१४

सर्वविश्वप्रजाशान्त्यै, जैनधर्मस्यशक्तय
सन्तिविश्वस्यरक्षार्थं, जैनधर्मोऽस्तिशाश्वत ॥१५

अन्यधार्मिकलोकाना, रक्षा कार्या विवेकत
जैनानाजैनधर्मोऽस्ति स्वान्यशान्तिसुखप्रद ॥१६

जैनधर्मस्यरक्षातु, जैनानारक्षणाद्भवेत
जैनधर्मस्यरक्षात विश्वस्मिन् सुखशान्तय ॥१७

रक्षितास्युर्यदाजैना, अन्यैस्तर्हिमृता खलु
जीवन्तस्तेतदाज्ञेया स्वशक्त्याथ प्रजीविन ॥१८

ભાવાર્થ-જૈન સઘના સ્વત્વરક્ષાર્થે જૈનોનો નાશ કરનારા શત્રુઓ સાથે જૈનોવડે ધર્મ યુદ્ધ કરાય છે જૈનોના ઘાતકોના હુમલાઓથી પોતાનુ રક્ષણુ કરવા જૈનોવડે ધર્મ યુદ્ધ કરાય છે દેશ, સ્ત્રી,પુત્ર,લક્ષ્મી કરતા જૈનધર્મને જૈનોએ અતિપ્રિયમાનવો અને તેની રક્ષાવૃદ્ધિમાટેજ જૈનો જીવે છે જૈન ધર્મ છે તેજ જૈનોનુ પરમજીવન છે માટે જૈન ધર્મવિના જીવતા એવા જૈનો મરેલા છે પ્રાણુતે પણ્ જૈનધર્મનો પ્રાણુનાશાદિકના ભયમા અને બાહ્યની અનેક લાલ

ચોમાં પણ જેઓ ત્યાગ કરતા નથી તેજ જૈનો તરીકે વિશ્વમાં જીવી શકે છે. દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે સ્વાત્મસંઘતીર્થાદિકની રક્ષાર્થે અલ્પદોષ અને તેની અપેક્ષાએ મહાધર્મ થાય એવી રીતે ધર્મ કર્મોમાં જૈનોની પ્રવૃત્તિ છે. જૈનધર્મ, જૈન સંઘ, જૈનમંદિર, સ્વકુટુંબ જન્મભૂમિની રક્ષા માટે સમ્યગ્દ્રષ્ટિ જૈનોને ખાસ અપવાદે હિંસા પણ અહિંસા છે. કારણ કે તેથી ધર્મ સંઘ વગેરેની અહિંસા થાય છે. સૂરિવાચક સાધુ સાધ્વી શ્રાવિકા તીર્થ દેરાસર વગેરેની રક્ષા માટે ક્ષેત્ર કાલાનુસારે જેમ કરવું ઘટે તેમ કરવું. દુષ્ટસ્વાર્થે અન્યાય આદિદોષોથી અન્યધાર્મિકકોમોની જૈનોએ કદાપિ હિંસા ન કરવી. ધર્મયુદ્ધના હેતુઓથી ધર્મયુદ્ધમાંજ અપવાદે ગૃહસ્થ જૈનોની અલ્પદોષ અને મહાલાભની દૃષ્ટિએ હિંસાની ઉપયોગિતા છે. જૈનોએ અન્યોપર રાજ્યાદિકના લોભાર્થે આક્રમણ ન કરવું પણ પોતાના ધર્મસંઘતીર્થ વગેરે પર અન્યકોમો હુમલો લાવે ત્યારે ધર્મ સંઘ કુટુંબ દેશ વગેરેની રક્ષા માટે તો તેઓનો હુમલો હઠાવવા ખાસ જેમ ઘટે તેમ ધર્મયુદ્ધ કરવું. પોતાની અને સંઘની શક્તિથી શક્ત જૈનો છે તેજ અન્યધર્મી વિધર્મીઓની સાથે મૈત્રી સુલેહમાં અધિકારી છે. અશક્ત જૈનોને અન્ય બળવાન્ કોમો સાથે મૈત્રીથી વર્તવાની શક્તિ રહેતી નથી. સબળાની સાથે સબળાની મૈત્રી ટકી શકે એવી શક્તિયોથી શકત બળવાન્ બનવું જોઇએ. સ્વાત્મ સંઘની શકિતવડે સ્વનું તથા સંઘનું સ્વાતંત્ર્ય રહે છે અને સ્વસંઘની અશકિતથી પારતંત્ર્ય–થાય છે એવું જૈનોએ જાણીને સર્વ શકિતયોને પ્રાપ્ત કરવી જોઇએ. સર્વ વિશ્વની સુખશાંતિમાટે જૈનધર્મની શક્તિયો છે. સર્વ વિશ્વની રક્ષાર્થે જૈનધર્મ શાશ્વત ઉપયોગી છે. જૈનોએ અન્યધાર્મિકલોકોની રક્ષા કરવી અને છેવટે પશુઓ પંખીઓ વૃક્ષો વગેરેની રક્ષા દયા કરવી. સર્વવિશ્વવર્તિલોકોના હિતમાં ભાગ લેવો. રોગીઓના દુઃખીઓના દુઃખ દૂર કરવા પ્રયત્ન કરવો એજ જૈનધર્મ છે તથા પોતાને અને અન્યજીવોને સુખશાંતિદેનાર જૈનધર્મ છે. જૈનોના રક્ષણથીજ

જૈનધર્મની રક્ષા થાય છે અને જૈનોની રક્ષાથી વિશ્વમા સુખશાતિ પ્રવર્તે છે જૈનોએ પોતાની રક્ષા, પોતાના બળે કરવી જોઇએ જૈનો આત્માને–ઇશ્વર માને છે, તેથી તેઓએ આત્માની અનંત શક્તિયોનો વિશ્વાસ રાખીને પોતાની રક્ષામાટે અન્યકોમોપર આધાર ન રાખવો જોઇએ જ્યારે અન્યકોમોવડે જૈનોની રક્ષા થાય છે એવા જ્યારે જૈનો બની જાય છે ત્યારે તે જીવતા છતા મરેલા જૈનો જાણવા સ્વસ્વશક્તિવડે જે જૈનો અન્યકોમોની હરિફાઇમા જીવતા રહે છે અને જૈનધર્મ પાળતા છતા જે જૈનો જીવતા છે તેજ જૈનો શક્તિયોવડે જીવતા જાણવા

ઉપરના શ્લોકોની અમારી માન્યતાથી લાલાજીએ જાણવુ કે ગૃહસ્થ જૈનોની એવી ધર્મ્યયુદ્ધપ્રવૃત્તિ છે જે બાહ્યની અને અતરની નબળાઇને જીતે અને સદ્‌ગુણ સદાચાર પાળવામા શક્ત બને તે જૈન છે, જૈનધર્મ પાળવામા શૌર્યાદિક ગુણોની જરૂર છે કાયરોથી જૈનધર્મ પાળી શકાતો નથી. જે મરવુ શીખે છે તે જૈન બને છે शूरस्य जैनधर्मोऽस्ति, कातरस्य कदाऽपिन શૂરાનો જૈન ધર્મ છે પણ કાયરનો જૈનધર્મ નથી ગૃહસ્થ જૈનો ચાર પ્રકારે છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચારવર્ણો સ્વસ્વગુણકર્માનુસારે વર્તતી છતી જૈનધર્મ પાળી શકે છે ગુજરાતના રાજા કુમારપાળ સુધી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો સ્વસ્વગુણકર્માનુસારે વર્તતા છતા જૈનધર્મ પાળતા હતા. જૈનો, ખેતી વ્યાપાર હુન્નરકલા ક્ષાત્રકર્મ વિદ્યા વગેરેથી આજીવિકા ચલાવી શકે છે. દેશ પરદેશ જઇ શકે છે. ગૃહસ્થના અધિકાર પ્રમાણે પરણે છે. કુટુંબ વગેરેનું પાલન કરી શકે છે. દેશરાજ્યાદિકની ધર્મ્ય પ્રવૃત્તિ કરી શકે છે. રાજ્ય વગેરેમા આગેવાની ભર્યો ભાગ લઇ શકે છે, દેશ રાજ્યાદિક રક્ષણાર્થે ધર્મ્યયુદ્ધાદિક યોગ્યપ્રવૃત્તિ કરી શકે છે રાજ્ય વગેરેમા આગેવાની ભર્યો ભાગ લેઇ શકે છે' દેશ રાજ્યાદિક રક્ષણાર્થે ધર્મ્યયુદ્ધાદિક યોગ્ય પ્રવૃત્તિ કરી શકે છે અને તેમા જીવોની યતના કરે છે અને વિવેકથી વર્તી શકે છે, અને ગૃહસ્થ

દશાના અધિકાર પ્રમાણે દેશથી વ્રત ધારી જૈનો સવાવિસવાની દયા પાળે છે, અને જે વ્રત ધારી ગૃહસ્થ જૈનો નથી,એવા અવિરતિ અને જૈનધર્મની પૂર્ણ શ્રદ્ધાવાળા જૈનો, સ્વકર્મ અવરિતના ઉદયથી દયાદિક વ્રત લેઇ શકતા નથી અને દોષોને દોષ તરીકે જાણી તેનો ત્યાગ કરવા ઇચ્છા રાખે છે. એવા અવિરતિ ગૃહસ્થ જૈનધર્મીઓને તો સવાવિસવાની દયાનું પણ વ્રત હોતુ નથી.તેઓ વ્રતથી મોકળા હોય છે છતાં જૈન સંઘ, જૈનતીર્થ જૈન મંદિર આદિની રક્ષામાં પોતાનું મસ્તક આપે છે અર્થાત્ સ્વપ્રાણોની કુર્બાની કરે છે. તેઓ જૈન દેવ ગુરૂધર્મની રક્ષામાં મરી મથે છે. દેશવિરતિ પાળવાની ઇચ્છા હોય છે તે વ્રતધારી જૈન થાય છે અને જેઓ વ્રત પાળવાની શકિતવાળા નથી તેઓ સ્થૂલપ્રાણાતિવાતવિરમણ આદિ બારવ્રતોને અંગીકાર કરતા નથી પણ વ્રત વિના એકલી જૈનધર્મની શ્રદ્ધા ધારીને દેવગુરૂ ધર્મસંઘની સેવા ભકિતથીજ તેઓ જૈનો તરીકે રહી શકે છે અને ભવિષ્યમાં આગળ વધે છે. તેથી લાલાજી !! તમારે પણ જો જૈન બનવું હોય તો બે પ્રકારના ગૃહસ્થો જૈનો બતાવ્યા તેમાંથી તમારી શકિત પ્રમાણે ગમે તે કોટિના ગૃહસ્થ જૈન થઇ શકો તેમ છો. તથા તમે જાણી શકશો કે " ગૃહસ્થ જૈનો ચરમ કોટિની દયા-અહિંસા સુધી જઇ શકતા નથી. તેથી તમને ગૃહસ્થ જૈન બનવામાં કાયરપણું રહેશે નહીં.

ચોવીશતીર્થંકરોના સમયમાં ઉપર પ્રમાણે ચારે વર્ણના ગૃહસ્થોએ જૈનધર્મ પાળ્યો હતો. વિક્રમ સંવત્ તેરમા સૈકા સુધી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોએ ગૃહસ્થ દશા યોગ્ય શ્રાવક જૈન ધર્મ પાળ્યો હતો અને તેથી તેઓએ પહેલા નંબરની કાયરતાને દેશવટો દીધો હતો. જૈનધર્મ પાળવામાં પ્રથમ આત્મભોગ આપતાં, અને મરતાં શિખવું પડે છે. તેથી મરવામાં જે કાયર હોય છે તથા જેઓ અજ્ઞાનમોહથી અન્ધ થએલા હોય છે, તેઓને તો જૈન થવું ન રૂચે તેમાં જૈનધર્મનો દોષ નથી પણ તેઓના કર્મનો દોષ છે.

પ્રભુ મહાવીરદેવના સમયમા ઉજ્જયિની (માળવાનો) ચડ પ્રદ્યોત રાજા–મગધદેશનો શ્રેણિકરાજા, વિશાલાનો ચેટકરાજા, સિન્ધદેશનો ઉદાયીરાજા, કોશાબીનો ઉદયનરાજા, દક્ષિણદેશનો જીવકરાજા વગેરે અનેક જૈન રાજાઓને જૈનધર્મ પાળવામા કઇ પણ હાનિ થઇ નથી પણ તેઓની તેથી વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિ થઇ હતી અશોકરાજા, ચદ્રગુપ્તરાજા, કુણાલરાજા તથા સપ્રતિરાજાને જૈનધર્મ પાળવામા હરકત આવી નહી. ખારવેલરાજા કે જે મહાસમર્થ રાજા હતો અને તેણે હિદના અનેક રાજાઓને જીતી લીધા હતા, તે કઇ જૈનધર્મ પાળવાથી નબળો અશક્ત થયો નહી ગ્વાલીયરનો આમરાજા તથા કનોજનો હર્ષવર્ધનરાજા જૈન હતો, તેઓ જૈનધર્મ પાળવાથી શક્તિમત બન્યા હતા જ્યારે સૌરાષ્ટ્રની ગાદીપર જૈનરાજા શિલાદિત્ય હતો ત્યારે સૌરાષ્ટ્રની જાહોજલાલી વર્તતી હતી ગુજરાતની ગાદી સ્થાપનાર વનરાજને જૈનાચાર્ય શીલગુણસૂરિની કેળવણી મળી હતી અને તેથી તે જૈનધર્મી થયો હતો પણ ઉલટો તે જૈનધર્મ પાળ્યાથી મર્દ–બળવાન્ બન્યો અને ગુજરાતનુ રાજ્ય પુન સ્થાપ્યુ ગુજરાતનો સોલકી કુમારપાલરાજા જૈનધર્મી હતો, તે સર્વે અન્યરાજાઓની સાથે લડવામા વિજયી બન્યા હતા હાર પામવી, યુદ્ધાદિકથી કાયર થૈ પાછા ભાગવુ તે જૈનોને છાજતુ નથી વસ્તુપાલ અને તેજપાલ બન્ને ગુજરાતના પ્રધાન અને જૈન હતા તેમણે મુસલમાન બાદશાહથી હાર પામેલા ગુજરાતના રાજાને પુન ધોળકામા બળવાન્ કર્યો. મેવાડના ભામાશા શેઠે પ્રતાપસિહ રાણાના રાજ્યનુ પુન સ્થાપન કરવામા સ્વધનનો હોમ કર્યો. વસ્તુપાલ જેવાઓ શ્રાવકના વ્રત ધારણ કરવાથી શૂરવીર બન્યા હતા.

૧ સવા વિસવાની દયા–અહિસા, સત્ય, ચોરીત્યાગ, પરસ્ત્રીત્યાગ, પરિગ્રહ પરિમાણ, દિક્પરિમાણ, ભોગોપભોગ વિરમણ, અનર્થદડવિરમણ, સામાયિક, દેશાવકાશિક, પૌષધ અને અતિથિની ભોજનાદિકથી સેવા (૧૨) એવા ગૃહસ્થ શ્રાવકના બારવ્રત

પાળવામાં અને ગૃહસ્થ જૈન બનવામાં કોઇ જાતની કાયરતા પ્રગટતી નથી, પરંતુ તેથી પશુબલ ટળે છે અને આત્મબળ પ્રગટે છે.

ગૃહસ્થજૈનોએ ગૃહસ્થ જૈનધર્મના સ્વાધિકારે દયા કરવી જોઇએ અને સાધુઓના જેવી વ્રત લેવાની ઇચ્છા થાય તો પછી ગૃહવાસમાં ન રહેવું. પોતાના ગૃહસ્થધર્મના અધિકારની ફરજોને અદા કરીને ગૃહસ્થ જૈનોએ વર્તવું એમ જૈનશાસ્ત્રોમાં જણાવ્યું છે.

લાલાજીએ સમજવું જોઇએ કે જૈનોએ અંગ્રેજસરકારના રાજ્ય પૂર્વે હિંદમાં રાજકીયબાબતમાં અગ્રગણ્ય ભાગ લીધો હતો, પરદેશ-પરદ્વીપમાં પણ વ્યાપારાર્થે મોતિશા શેઠ સરખા જૈનો, હિંદુઓની પેઠે ગયા હતા.ગૃહસ્થ જૈન, દુનિયામાં અગર ધર્મ માર્ગમાં નબળો કાયર થઇ જાય એવું જૈન શાસ્ત્રોમાં કોઇપણ સ્થાને કંઇપણ જણાવવામાં આવ્યું નથી. હાલ તો હિંદુ મુસલમાન રજપુત વૈષ્ણવવણિકો અને જૈન વણિકો સર્વે જ્યાં ત્યાં નબળા પડી ગયા છે, ત્યાં એકલા જૈન વણિકોની કાયરતાને દેખી જૈન થવામાં કાયરતા બતાવવી તે તો હાલના હિંદુ અગર મુસલમાન થવામાં કાયરતા બતાવવા બરોબર છે. લાલાજી તમને અમો પુછીએ છીએ તમોએ વ્યાખ્યાનો વિના બીજી સ્વરાજ્યાદિક બાબતમાં કઇ બહાદુરી બતાવી? તમારા સમાન ધર્મીઓએ, બહાદુરી બતાવી કાયરતા ત્યજી છે? તેના પુરાવા જાહેરમાં નામવાર કાર્યથી આપશો? બ્રિટીશ સરકારના રાજ્યમાં સર્વ કોમોમાં કાયરપણું આવ્યું છે. રજપુતો અને મુસલમાનો પણ નબળા પડી ગયા છે તો વૈશ્યમાં પણ વ્યાપારી જે કોમ હોય તે યુરોપમાં અગર હિંદમાં ગમે તે ધર્મ પાળનારી હોય તો તે ભીરૂ-કાયર,સ્વભાવે રહે છે તેથી જૈન બનવામાં કોઇ જાતનો દોષ આવતો નથી. વૈષ્ણવ વ્યાપારીઓ-હિંદુ વ્યાપારીઓ પણ જૈનવણિક્ વ્યાપારીકોમથી રાજ્યાદિક ચળવળમાં કંઇ વિશેષ બળવાન્ નથી તેથી હિંદુ વૈષ્ણવ બનવામાં પહેલા નંબરની કાયરતા જણાવવાની તમારે જરૂર હતી, પણ તમોએ તે ન જણાવી તેમાં ભૂલ થઇ અને હિંદુ બનવામાં

કાયરપણું પણ ઇષ્ટ છે એવુ પક્ષપાતપણુ દર્શાવ્યુ એમ કેમ ન કહેવાય ? તે વિચારી જોશો. દરેક ધર્મમા ક્ષત્રિયજાતિ હોય તે બળવાન્ હોય છે. હાલ હિંદુ જૈન મુસલમાન કોમમા ક્ષત્રિયવર્ગની ન્યૂનતા છે.યુરોપમાથી ક્ષત્રિય વર્ગ ઘણો હોય છે તે કાયર નથી પણ સ્વાર્થી છે તેથી અન્ય હિંદુ વગેરે દેશોની તરફ સહાનુભૂતિ રાખી શકતો નથી. હવે તો વ્યાપારી જૈનોએ ખરા ક્ષત્રિય વ્યાપારી વિદ્વાન્ બનવુ જોઇએ પોતાની કોમમા સર્વ શક્તિયોને ખીલવવી જોઇએ. અન્યકોમોની હરિફાઇમા જો તે પાછળ પડયા તો દુનિયામા તેઓનુ અસ્તિત્વ ભયમા છે એમ સમજી હવે શક્તિમંત થવુ જોઇએ. વિશ્વમા જૈન ધર્મ છે, તે શ્રેષ્ઠ છે હવે યુરોપીયવિદ્વાનો જૈનધર્મને સર્વધર્મોમા શ્રેષ્ઠતરીકે વખાણુવા લાગ્યા છે સર્વવિશ્વલોકોનુ સર્વપ્રકારે હિત કલ્યાણ કરનાર જૈન ધર્મ છે, એમ જૈન શાસ્ત્રોમા જણાવ્યુ છે આત્માની શુદ્ધિ કરનાર અને આત્માના પૂર્ણ જ્ઞાનાનન્દને પ્રકાશનાર જૈનધર્મ છે

सर्वदर्शनरूपोऽस्ति, जैनधर्म सनातन<br>
सेविते जैनधर्मेतु, सर्वे धर्मा प्रसेविता ॥ १ ॥

विश्वलोकसुखार्थं यो, मनोवाक्काययोगत.<br>
प्रवर्तनप्रशस्यस जैनधर्म सनातन ॥ २ ॥

सेवाभक्तिश्चसज्ज्ञान, सद्विचारप्रवृत्तय<br>
जैनधर्मोऽस्तिविश्वस्य, परोपकारकारक ॥ ३ ॥

जैनैर्लोकहितार्थाय, कर्तव्या सुप्रवृत्तय<br>
आत्मशुद्धोपयोगेन, निर्लेपा जैनधर्मिण ॥ ४ ॥

दर्शनज्ञानचारित्र-रूप आत्माद्यनादित<br>
तद्याऽऽत्मपूर्णशुद्ध्यर्थ-जेनधर्मोऽस्तिकारणम् ॥ ५ ॥

सेवाभक्तिश्चसज्ज्ञान दुर्गुणानाविनाशनम्<br>
सद्गुणाचाररूपोऽस्ति, जैनधर्म सनातन ॥ ६ ॥

स्वान्यलोकस्यशुद्ध्यर्थं, सुखार्थंचजिनोदित<br>
जेनधर्मो जनै पाल्य सद्गुणसद्व्रतात्मक ॥ ७ ॥

स्वातंत्र्यंसद्गुणैरस्ति, पारतंत्र्यंच दुर्गुणः
स्वराज्यं सद्गुणैरस्ति, नराज्यंदुर्गुणैर्भुवि ॥ ८ ॥

स्वातंत्र्यं जैनधर्मस्य-लक्षणं दुःखनाशकम्
चिदानन्दाप्तयेसत्यं, जैनधर्मोऽस्तिकारणम् ॥ ९ ॥

जिनेन्द्रवीरभक्तानां, जैनानां मोक्षकारकः
जैनधर्मोऽस्तिसद्धेतुः सत्यं हृदि निभालय ॥ १० ॥

श्रद्धाप्रीतितपोधैर्य-सज्ज्ञानभक्तिधारकाः
दयासत्यादिभिर्युक्ता जैनाःस्युर्विश्वतारकाः ॥ ११ ॥

बाह्यान्तरस्वसाम्राज्य-धारकाजैनधर्मिणः
विश्वजीवोपकारादि-, कार्येषु स्वर्पिताःसदा ॥ १२ ॥

जैनेतरमनुष्याणां, पशुपक्ष्यादिदेहिनाम्
हितार्थं कार्यकर्तारो, जैना जयन्तिभूतले ॥ १३ ॥

जैनैर्हिविश्वलोकैःसह, स्वात्मवतदर्शनंतथा
वर्तनं स्वाधिकारेण, कर्तव्यं स्वान्यशर्मदम् ॥ १४ ॥

भिन्नधर्मिमनुष्याणां, कर्तव्यं नैवपीडनम् ॥
परोपकारःकर्तव्यः कायवित्तादिशक्तितः ॥ १५ ॥

ભાવાર્થ—સાતનયોની સાપેક્ષાએ જેમાં વેદાન્તદર્શન, બૌદ્ધ નૈયાયિક, સાંખ્ય, આદિ દર્શનોના મૂળસિદ્ધાંતતત્ત્વનો સમાવેશ થાય છે એવું જૈન દર્શન છે તે અપેક્ષાએ સર્વદર્શનરૂપ છે અને તે જૈનધર્મ છે અને તે સનાતન છે માટે જૈનધર્મને સેવતાં સર્વ ધર્મો સેવ્યા એમ જાણવું "ષટ્દર્શન જિન અંગ ભણિજે" એમ આનંદઘનજી મહારાજ કહે છે. વિશ્વલોકોના સુખનેમાટે મનોવાણી કાયાથી સત્પ્રવૃત્તિ કરવી તે જૈનધર્મ છે. સેવા-ભક્તિ, સુજ્ઞાન, સદ્વિચાર પ્રવૃત્તિયો તે જૈનધર્મ છે, અને તે વિશ્વનો ઉપકારક છે. જૈનોએ વિશ્વલોક હિતમાટે જૈનધર્મના પ્રચારરૂપી સુપ્રવૃત્તિ કરવી. આત્મશુદ્ધોપયોગવડે સ્વાધિકારે કર્મો કરતા એવા જૈનો નિર્લેપી છે. દર્શનજ્ઞાનચારિત્રરૂપ આત્મા અનાદિ અનંત છે તે કર્મસંયોગી છે તેની શુદ્ધિ કરનાર જૈનધર્મ છે, તે સત્યહેતુ છે.

સેવા, ભક્તિ, જ્ઞાન, સતક્રિયા ચોગ, દુર્ગુણુનાશ, અને સદ્ગુણાચાર રૂપ જૈન ધર્મ છે સ્વ અને અન્ય લોકોની શુદ્ધિમાટે તથા સર્વ લોકોના સુખમાટે સર્વજ્ઞ મહાવીરદેવે જૈનધર્મ પ્રકાશ્યો છે અને તેથી જૈનધર્મ પાળનારાઓની શુદ્ધિ તથા તેઓને મુક્તિ સુખ મળે છે સદ્ગુણો અને સતવ્રતો તે જૈનધર્મ છે જૈનધર્મમા આત્માની શુદ્ધિ થવાના ઉપાયો યાને મોક્ષપામવાના ઉપાયો દર્શાવ્યા છે

જૈનધર્મ છે તે સ્વાતન્ત્ર્ય છે. સદ્ગુણોવડે સ્વાતન્ત્ર્ય છે અને દુર્ગુણોવડે પારતન્ત્ર્ય છે આત્મરાજ્ય પમાડનાર જૈનધર્મ છે અને બાહ્યરાજ્ય પમાડનાર જૈનધર્મ છે દુર્ગુણોવડે આત્મરાજ્ય નથી. પૂર્ણજ્ઞાન અને પૂર્ણ આનદ પમાડનાર જૈનધર્મ છે વિશ્વવર્તિ સર્વમનુષ્યોને આત્માના સદ્ગુણોપ્રતિ દોરનાર અને કામક્રોધ લોભ ઈર્ષ્યા મોહ વગેરેનો નાશ કરનાર જૈનધર્મ છે પ્રભુમહાવીર જિનેશ્વરને દેવ માનનારા અને જૈનશાસ્ત્રોને તથા ગુરૂને તથા જૈન-ધર્મને માનનારા અને પાલનાર જૈનો ગણાય છે અને એવા જૈનોને મોક્ષદાયક જૈનધર્મ છે એમ સત્યને હૃદયમા વિચારો ! ! શ્રદ્ધા, શુદ્ધપ્રેમ, ઉત્સાહ, તપ, ધૈર્ય, ઉદ્યમ, જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિસેવા દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, સતોષ, અભક્ષ્યભક્ષણત્યાગ અને દુરાચારત્યાગ કરનારા જૈનો સર્વવિશ્વલોકોને તારનારા થાય છે બ્રાહ્યાન્તર સામ્રાજ્ય ધારક જૈનો છે વિશ્વલોકોને ઉપકાર કરનારા અને તેઓને જૈનધર્મી બનાવવામા અર્પાયલા એવા જૈનો હોય છે. જેઓ જૈન નથી એવા અન્ય સર્વ લોકોની સેવામા તથા પશુ પખી વૃક્ષાદિની રક્ષા સેવામાં તેઓના હિત માટે સર્વકાર્ય કરનારા જૈનો હોય છે. જૈનોએ વિશ્વવર્તિસર્વલોકોને સ્વાત્મવત્ દેખવા અને તેઓની સાથે સ્વાત્મવત્ વર્તવુ જૈનોએ અન્યધર્મી મનુષ્યોને પીડવા નહી અને સ્વાધિકારે યથાશક્તિ જૈનશાસ્ત્રોના અવિરોધીપણે અન્ય જીવોપર ઉપકારો કરવા અને વિશ્વલોકની સેવામા અર્પાઇ જવુ. જૈનોએ જૈન ધર્મના વિરોધીઓ સાથે સાવચેતીથી વર્તવુ ઉપરના શ્લોકો પ્રમાણે જૈનોને જૈનધર્મ છે અને જૈનો પણ ઉપર પ્રમાણે શ્રદ્ધાવ્રતાદિકગુણ યુક્ત હોય છે

લાલાજી મહાશય !!! જૈનશાસ્ત્રોમાં શ્રાવકોના એકવીશ અને સત્તર ગુણ દર્શાવ્યા છે. અમારા રચેલા શ્રાવકધર્મ સ્વરૂપ ગ્રન્થના બે ભાગો વાંચશો તો તેનો ખ્યાલ તમને આવશે. તેમજ જૈનોએ તથા વિશ્વલોકોએ કર્મયોગી બની કર્મો કેવી રીતે કરવાં તે અમોએ સ્વરચિત–કર્મયોગગ્રન્થમાં દર્શાવ્યું છે. લોકમાન્ય તિલક જેવા સેંકડો પંડિતોએ કર્મયોગ ગ્રન્થ વાંચીને જૈન કર્મયોગ ગ્રન્થની પ્રસંશા કરી છે અને એવા કર્મયોગી જૈનો થવાથીજ દેશની, રાજ્યની, પ્રજાની, સંઘની અને ધર્મની ઉન્નતિ થાય છે એમ દર્શાવ્યું છે. માટે લાલાજી લાજપતરાયજી !!! તમો એ ગ્રન્થો વાંચી જશો એટલે જૈન થવામાં તમો પોતે પોતાનું ગૌરવ માનશો અને અન્યોને એવા કર્મયોગીજૈનો બનાવવામાં સહાયી રાગીબની શકશો. મુસલ્માનોમાં વહોરા, હિંદુમાં વૈષ્ણવવણિકો અને વણિક જૈનો તે સર્વે વ્યાપારી કોમ છે તેઓમાં કપટ કાયરતા હોય છે, અંગ્રેજ વગેરે દેશના વ્યાપારીઓ પણ એવા હોય છે, તે સાથે તેઓમાં અન્યદયાદિક સદ્ગુણો હોય છે. ગૃહસ્થ જૈનો દયાની છેલ્લી કોટિએ પહોંચ્યા નથી અને તેથી તેઓ હિંદુ મુસલ્માનોની સાથે સ્વરાજ્યાદિક કાર્યોમાં તમારા સાથી આજ સુધી રહ્યા છે અને રહેશે. કહેવત છે કે વાણિયા વિના તો રાજા રાવણનું રાજ્ય ગયું. જૈનવણિકોએ ગુજરાત, મારવાડ, કાઠિયાવાડ, કચ્છ, માળવા વગેરેના રાજાઓના પ્રધાન બની તેઓનાં જતાં રાજ્યને અંગ્રેજોની સાથે યુક્તિપૂર્વક સલાહ કરીને બચાવી દીધાં છે. લાલાજી મહાશય !!! ગાંધીજીએ પણ જૈનોની અહિંસાની થોડી ઘણી યુક્તિને અનુસરી હાલમાં સ્વરાજ્યની ચળવળ ઉભી રાખી છે અને તેમાં તમે પણ ભળ્યા છો અને તે અહિંસાની વાટમાં હાલમાં તમો ચાલો છો તે જાણો, અને જૈન બનવામાં પોતાને ધન્ય માનો એવી દશામાં આવો.

૬ લાલાજીનો આક્ષેપઃ—

जैनोका आचार दर्शन त्यागके अंगमे बहुत ऊंचा है। उस के अनुसार पूरा पूरा काम करना मनुष्यो के लिये असं-

भत्र है। इसीलिये जैनधर्मका प्रभाव मनुष्य प्रकृतिपर ऐसा पडता है कि उससे मनुष्यजीवन के साधारण संग्राम के लिये निर्बल हो जाते है, एक ओरतो जैनसाधु उच्च कोटीके ससार त्यागी है दूसरी ओर जैनजनता क्षुद्र जीवोंकी तो रक्षा करती है। परन्तु मनुष्यो के साथ उनका बर्ताव बडी ही निर्दयताका होता है । शायद असाध्य आचार शास्रपर बल देनेहि का यह परिणाम है॥

આક્ષેપ પારહાર પ્રત્યુત્તર—લાલાજી મહાશય !! જૈનાનુ આચાર દર્શન ત્યાગના અ ગમા ઉત્તમછે.પરંતુ તેમા ચોથા આરા અને પાંચમા આરાના ભેદભેદ છે, તથા ગૃહસ્થ અને ત્યાગીના આચારભેદે ત્યાગાચારમા ભેદ છે ત્યાગીઓ જેવા જૈન ગૃહસ્થોના આચાર નથી, તેથી પોતાની શક્તિ અનુસારે જેટલુ વર્તાય તેટલુ વર્તવુ તે અપેક્ષાએ ગૃહસ્થ જૈનોના અવિરતિ અને દેશવિરતિ એવા બે ભેદ પાડયા છે તેથી ગૃહસ્થજૈનોને મનુષ્યજીવનના સાધારણુસ ગ્રામમા ગમે તે સ્વાધિકાર યોગ્ય ધ ધા વગેરેથી તથા સિપાઇગિરિના ધ ધાથી પણુ આજીવિકા ચલાવવામા નિર્બલતા આવતી નથી. ત્યાગી જૈન સાધુઓ છે તેજ ઉચ્ચ કોટિના ત્યાગી છે, તેથી ગૃહસ્થજૈનોને ગૃહસ્થ ધર્મપ્રમાણે આજીવિકાદિકર્મોને નિર્લેપપણે કરવામા હરકત આવતી નથી. હિ દુ વેદાન્તીસ ન્યાસીઓ—પરમહ સો—ત્યાગીઓ છે તેથી જેમ ગૃહસ્થહિ દુઓને મનુષ્યજીવનના સ ગ્રામમા નિર્બલતા આવતી નથી, તેમ ગૃહસ્થ જૈનોને પણુ મનુષ્યજીવનના સ ગ્રામમા નિર્બલતા આવતી નથી. લાલાજી ! ! તમો હાલ પ્રત્યક્ષ દેખો છો કે ગૃહસ્થ વ્યાપાની જૈનો, મનુષ્ય જીવનના સાધારણુ સ ગ્રામ ભૂત આજીવિકાદિ વૃત્તિઓમા વ્યાપાર મીલ વગેરેથી જૈનો—મહાજન તરીકે અગ્રગણ્ય સબલ ગણાય છે કયા ધ ધામા તે પાછા પડયા છે ? તે તો બતાવો. કોઇરીતે આજીવિકાદિ—વ્યાપારાદિ કર્મોમા જૈનો નિર્બલ પડેલા દેખાતા નથી, અને ભવિષ્યમા જૈનો પાછા પડશે નહી જૈનશાસ્રોમા ઉત્સર્ગથી અને અપવાદથી ગૃહસ્થ જૈનોને ક્ષેત્ર કાલાનુસારે મનુષ્ય જીવનના સાધારણુ સ ગ્રામોમા

પાછા પડવાનું અને નિર્બલ બનવાનું હોતું નથી, તેથી જૈનો વિવેકથી વર્તીને સબલ રહી શકે છે, અને રહેશે ત્યાગી જૈન સાધુઓના આચાર પ્રમાણે ગૃહસ્થજૈનોને વર્તવાનો અધિકાર નથી. ગૃહસ્થજૈનોએ ગૃહસ્થ જૈનોને યોગ્ય કહેલા મનુષ્ય જીવનના આજીવિકાદિ કર્મોની સાથે રહીને ધર્મ કરવાનો છે, તેથી ત્યાગીઓનું અને ગૃહસ્થ જૈન શ્રાવકોનું મેરૂ પર્વત અને સર્ષપના દાણા જેટલું અંતર્ કથ્યું છે.

## લાલાજીનો આક્ષેપ.

" मनुष्योंकी साथ उनका वर्ताव बडी निर्दयताका होता है ॥ લાલાજી !! તમારૂં આવું લખાણ અનુભવથી બહાર અને અસત્યથી ભરપૂર છે. તમોએ આ ઠેકાણે જૈનોપર નિર્દયતાનો આક્ષેપ મૂકી જૈનોની પ્રતિષ્ઠાનો નાશ કરવા અને જૈનોપર અન્યોનો તિરસ્કાર પ્રગટે એવો ગંભીર અન્યાય કર્યો છે. લાલાજી !!! આવો ખોટો નિર્દયતાનો આક્ષેપ મૂકીને જૈનોને લાગણી દુઃખાવવારૂપનિર્દયતા તમારા હૃદયમાં છે એવું તમોએ સિદ્ધ કરી દીધું છે. ગૃહસ્થજૈનો, કીડી, મંકોડા, વૃક્ષો, પશુપંખીઓનું રક્ષણ કરે છે. ક્ષુદ્રજીવોનું રક્ષણ કરે છે. તેમાં તેઓ શું ખોટું કરે છે? " જે માંખ મારે તે મનુષ્ય મારે " અને તે નિર્દય થાય છે. જે માંખ મારતો નથી તે મનુષ્ય મારતો નથી, તેથી જૈનો નાના જીવોની રક્ષા કરનારા છે અને તેથી મોટા જીવોની વિશેષ રક્ષા કરનારા છે. તેઓએ સર હદના પઠાણોની પેઠે કેવી નિર્દયતા કરી ? અને ભૂતકાલમાં તથા હાલમાં કયા કયા મનુષ્યોને મારી નાખ્યા ? તે લાલાજી જણાવશો, અને જો તેઓ મનુષ્યોને મારી કાપી નાખતા નથી તો તેઓ મનુષ્યોની સાથે નિર્દયતાથી વર્તે છે એમ કેમ લખી શકાય ? તે લાલાજી તમો જાતે વિચારશો. લાલાજી !! વણિક જૈનો શું મનુષ્યોની દયા નથી કરતા ? લાલાજી !! સત્ય જાણો કે તમારાયજ્ઞોમાં પશુ હોમો અને નરમેધો કરવાની નિર્દયતાના ધોનારા જૈનો છે. દુષ્કાલ

વખને આજ સુધી ભુખ્યા ગરીબ મનુષ્યોને જૈનોએ જેટલું અન્ન-દાન કર્યું છે તેટલુ તમોએ કર્યું હોય તો ઇતિહાસની સાક્ષીથી જણાવશો જગડુશા, શાન્તિદાસ (અમદાવાદવાળા) ઇડરના અ મા વીદાસ વગેરેના ભાટો ચારણો જેટલાં વખાણ કરે છે, તેટલા તમારા વર્ગમાના ગૃહસ્થોના સાભળવામા આવતા નથી. વસ્તુપાલ અને તેજપાલે મનુષ્યોના ઉપકારાર્થે તળાવો, વાવો બધાવી હતી અને સદાવ્રતો ખોલ્યા હતા અમદાવાદના શાતિદાસ શેઠે દુષ્કાળના વખતમા લાખો મનુષ્યોને અન્નક્ષેત્રો ઉઘાડીને ઉગાર્યા હતા. ગુજરાત મારવાડ કાઠિયાવાડ વગેરે દેશોમા જૈનગૃહસ્થોએ વિ. સ. ૧૮૬૯ ના દુષ્કાલમા તથા વિ સ ૧૯૫૬ ના દુષ્કાલમા લાખો મનુષ્યોને અન્ન આપી જીવાડયા હતાં ગુજરાત વગેરે દેશોમા ગૃહસ્થજૈનોએ સાર્વજનિક પાઠશાળા પ્રસૂતિગ્રહો, દાકતરખાના, પાજરાપોળો, સદાવ્રતોમા કરોડો રૂપૈયા ખર્ચેલા છે. અમદાવાદના પ્રસિદ્ધ શેઠ હેમાભાઇ શેઠે તથા હઠીભાઇ શેઠે હજારો ગરીબ મનુષ્યોને પાળ્યા પોષ્યા છે પાલીતાણાના ડુગર પર મોટી દેરાસરની ટુક બધાવનાર મોતિશા શેઠે, શેઠ, નરસિહ નાથાજી, શેઠ કેશવજી નયકે, તથા મદાસોમજી શેઠે, ગરીબ મનુષ્યોને ખાવામાટે કરોડો કરોડો રૂપૈઆ ખર્ચ્યા છે કુમા-રપાલ રાજા દરરોજ ગરીબોને દાન આપ્યા પછી ખાતા હતા છપ્પનીયાના દુષ્કાળમા અમો મેસાણે હતા ત્યારે ત્યાના જૈનોએ પચ્ચીશ હજાર રૂપૈયાનુ ફડ કરીને મારવાડ વગેરેમાથી આવનાર ભૂખ્યા ગરીબમનુષ્યોને ખવરાવી તેઓનુ રક્ષણ કર્યું હતુ અને તેમા મારાથી પણ યથાશક્તિ સેવા ( ગૃહદશામા ) કરાઇ હતી શેઠ પ્રેમચદ રાયચદ મુબાઇવાળાએ સાર્વજનિક ધર્મશાળા શાળાઓ, કુવાઓ દાક્તરખાના વગેરેમા લગભગ એશીલાખ રૂપૈયા ખર્ચ્યા હતા તમારા પજાબમા હજારોની સખ્યામા જૈનો છે અને તે ગુજરાતના જેવા ધનવતો નહીં હોય અને ત્યાંના જૈનો પૈકી કેટલાક સ્થાનકવાસી હોવાથી દાનમા પાછળ કદાપિ

હોય તેથી તમોએ લખવામાં ભૂલ કરી હશે. જૈનો વ્યાપાર કરે છે અને વ્યાજ ઘણું લે છે. પણ તેઓ વ્યાપારી દૃષ્ટિએ પશુપંખીઓ ઉપર જેટલી દયા રાખે છે તેટલી મનુષ્યો પર લેણું વસુલ કરવા બાબતમાં દયા રાખતા નથી. એવી દૃષ્ટિએ તમોએ લખ્યું હોય તો તેમાં તમોએ અન્યાય કર્યો છે. કારણ કે જૈનો વ્યાપારમાં વ્યાજ લેણું લે છે તેવી રીતે હિંદુ વ્યાપારીઓ પણ લેણું લે છે તેમાં એકલા કંઇ વણિકજૈનોનો દોષ નથી. તેથી તમોએ વૈષ્ણવ વગેરે વ્યાપારીઓ વગેરેના દોષો ન કાઢતાં ગૃહસ્થ જૈનોને મનુષ્યો પ્રતિ નિર્દય જણાવ્યા અને તેમાં કંઇ કારણ પણ ન દર્શાવ્યું તે કેવળ ગૃહસ્થ જૈનો પ્રતિની તમારી ષ નિંદારૂપ નિર્દયતાની લાગણીજ કારણભૂત જણાય છે. **વનરાજ ચાવડો** અને કરણઘેલો, પુસ્તક લખનારા બ્રાહ્મણપંડિતોએ જેમ જૈનોને હલકા પાડવા કપોલ કલ્પિત લખ્યું છે, તેમ લાલાજી ! ! તમોએ પણ તમારી જૈનો પ્રતિની દ્વેષ લાગણીથીજ તમોએ એવું હડહડતું જૂઠું લખીને ભવિષ્યનાં બાળકોનાં હૃદયમાં જૈનો પ્રતિ ધિક્કાર ઉત્પન્ન કરાવવામાં તમારી હિંસા દ્વેષબુદ્ધિને કેળવી છે. જૈનો મનુષ્યોની દયા કરતા નથી એવું આજસુધી બન્યું નથી. જૈન શાસ્ત્રોથી તો સિદ્ધ થાય છે કે અસંખ્ય એકેન્દ્રિય જીવોના રક્ષણ કરતાં એક દ્વીન્દ્રિય જીવની રક્ષામાં અને અસંખ્ય દ્વીન્દ્રિયજીવો કરતાં એક ત્રીન્દ્રિયજીવોની રક્ષામાં અને અસંખ્ય ત્રીન્દ્રિયજીવોના કરતાં એક ચતુરિન્દ્રિયજીવોની રક્ષામાં અને અસંખ્ય ચતુરિન્દ્રિય જીવો કરતાં એક પંચેન્દ્રિયજીવની રક્ષામાં વિશેષ પુણ્ય થાય છે. પંચેન્દ્રિય પશુ પંખી જલચર વગેરે કરોડો જીવો કરતાં એક મનુષ્યની રક્ષામાં વિશેષ પુણ્યધર્મ થાય છે, અને અધર્મી નીતિમયજીંદગીવાળામનુષ્યની રક્ષા કરતાં એક ધર્મી મનુષ્યની રક્ષામાં વિશેષ પુણ્ય થાય છે. તેમાં પણ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, સર્વવિરતિ, અપ્રમત્ત મુનિઓ, ગણધરો વગેરેની રક્ષા સેવા ભક્તિમાં ઉત્તરોત્તર અનંતગણું પુણ્ય ધર્મ કહેલ છે, તેથી

જૈન ગૃહસ્થો દક્ષ-પંડિત હોવાથી મનુષ્યોની રક્ષા દયા પ્રસંગે મનુષ્યોની દયા કરે છે, અને પશુપંખીઓની દયા પ્રસંગે તેઓની દયા કરે છે કીડી, મંકોડી, પશુ, પંખી-વૃક્ષોની રક્ષા કરતાં દયા કરતાં મનુષ્યોની દયા કરવામાં અનંતગુણું પુણ્ય ધર્મ સમજે છે તેથી તેઓ મનુષ્યો પ્રતિ નિર્દય થઇ શકતા નથી જૈનો, કીડી મંકોડીના રક્ષણાર્થે કંઇ મનુષ્યોને મારી નાખતા નથી તેઓ તો ગૃહસ્થ ધર્મના સ્વાધિકારે સ્વલ્પહિંસાદોષ, અને મહા દયા ધર્મ લાભ દૃષ્ટિએ વર્તે છે મુસલમાનો, ખ્રિસ્તીઓ, બૌદ્ધો, પારસીઓ અને હિંદુઓ જેટલા પ્રમાણમાં મનુષ્યો પ્રતિ દયાવંત છે, તેના કરતાં વિશેષપ્રમાણમાં જૈનો મનુષ્યોપ્રતિ દયાવંત છે, એવું અમે હાલના સંયોગે અને ભૂતકાળના ઇતિહાસથી ગમે તેવી ચેલેંજમાં તે બાબત સિદ્ધ કરવા તૈયારછીએ.

જ્યારે કુમારિલભટ્ટે સુધન્વા રાજાની સભામાં બૌદ્ધોની સાથે ચર્ચા કરી ત્યારે કુમારિલ ભટ્ટ કોઇ કળાએ જીત્યા અને કુમારિલ ભટ્ટે સુધન્વારાજાને બૌદ્ધોના નાશાર્થે હુકમ કર્યો. તેથી સુધન્વા રાજાએ હુકમ કર્યો કે જ્યાં ત્યાં બૌદ્ધો દેખાય તેઓને મારી નાખો, અને બૌદ્ધોને મારવામાં દયા કરે તેઓને પણ મારી નાખો હિમાલયથી તે કન્યાકુમારી સુધી વસતા બૌદ્ધોને અને જૈનોને મારી નાખો "શંકરાચાર્ય ચરિત્ર વગેરેથી" હિંદુધર્મીઓની અન્ય ધર્મી મનુષ્યો પ્રતિ થએલી આવી નિર્દયતા સિદ્ધ થાય છે પાટણની લાખાખાડની કલ્પિત કિંવદન્તિમાં પણ લાખોજૈનોનો નિર્દયતાથી નાશ કરેલો કલ્પનાએ પ્રસિદ્ધ છે હિંદુઓએ અને બૌદ્ધોએ ધર્મઝનુનથી નિર્દયી બની પરસ્પર હજારો લાખો મનુષ્યોને મારી નાખ્યા છે. દક્ષિણ મદુરામાં હિંદુઓએ કપટકળાથી આઠ હજાર ઉપર જૈનાચાર્યોને અને લાખો શ્રાવકોને પકડી મારી નાખ્યા છે ધર્માંધ મુસલમાનોએ લાખો હિંદુઓના નિર્દયતાથી જાન લીધા છે, અને હિંદુઓએ પણ હજારો મુસલમાનોને નિર્દયતાથી મારી નાખ્યા છે, એવું ઐતિહાસિકગ્રન્થોથી

સિદ્ધ થાય છે. મુસલ્માનોએ લડાઇઓમાં લાખો ખ્રીસ્તીઓને અને ખ્રીસ્તીયોએ હજારો-લાખો મુસલમાનોને યુદ્ધોમાં નિર્દયપણે મારી નાખ્યા. ઋગ્ વેદમાં જુઓ. હિંદમાં વસતા દસ્યુરાજાઓને ઋષિયોની સહાયથી આર્યોએ નિર્દયપણે મારી નાખ્યા. હિંદુ રાજાઓએ ક્ષત્રિયોએ પરસ્પર યુદ્ધ કરીને નિર્દય રીતે પરસ્પર સ્હામા પક્ષવાળાઓને મારી નાખ્યા. આર્ય સમાજી ગૃહસ્થો વૈદિક હિંદુધર્મ પ્રચારવામાં લાખો કરોડો રૂપૈયા ખર્ચે છે, પણ અન્ય ધર્મી મનુષ્યો કે જે દુઃખી ગરીબ છે તેઓ માટે લાખો કરોડો રૂપૈયા ખર્ચ્યા એવું જાહેરમાં જણાતું નથી, તેથી તે મનુષ્યો પ્રતિ નિર્દય વર્તનવાળા ન ગણાય અને જૈનો જ મનુષ્યો પ્રતિનિર્દય વર્તન વાળા છે એવું જે લાલાજીએ લખ્યું, તે અસત્ય પક્ષપાત સ્વધર્મ મોહ વિના બીજું કશું કંઇ નથી. લાલાજી એવું જાણે છે છતાં પોતાના મેરૂ પર્વત જેટલા દોષ ન જણાય અને પારકો રાઇ જેટલો દોષ મેરૂ પર્વત જેટલો દેખાય એ દુર્જનતા વિના બની શકતું નથી એમ લાલાજીએ જાણવું જોઇએ, અને ગાંધીની પેઠે પોતાની ભૂલ કબૂલ કરીને પોતાની અજ્ઞાનતા, પક્ષપાત, દ્વેષતા રૂપ નિર્દયતાને ત્યજીને દયાવંત આદર્શ જીવન તેમણે કરી બતાવવું જોઇએ. લાલાજી !! તમો મુસલ્માન ખ્રીસ્તિ હિંદુ વગેરેને નિર્દય વર્તનવાળા ન લખી શકયા તેનું કારણ એ છે કે તેવું લખવાથી તમારા પર તે કોમોનો કોપ ઉતરવાથી લાલાજી!! તમારૂં દેશ નાયકપણું મુશ્કેલીમાં આવી રહે, તેથી ગરીબકી જોરુ સબકી ભાભીની કહેવતને અનુસરી જેમ તેમ અગડં બગડં લખવા મંડી પડયા છો. લાલાજી !!! વ્યાપારી જૈનો, મનુષ્યોની દયા કરવામાં ધર્મ પુણ્ય માને છે. તેઓ પાંજરાપોળો બાંધી પશુ પંખીઓ વગેરેની દયા કરે છે તેથી એમ કહેવાય છે કે તેઓ મનુષ્યોની દયા કરતા નથી એમ તમોએ માની લીધું છે, તે ફક્ત તમારી ભ્રમણા છે, અને એવી ભ્રમણાથી ભારતના ઇતિહાસ ને ઉપર્યુક્ત જૂઠું લખી કલંકિત કર્યો છે પણ હવે ન કરો, સુધારો કરો, એમ નિવેદું છું. વ્યાપારી જૈનોને જે શિખામણ આપવી

હોય તે શિખામણની દૃષ્ટિએ શિખામણ આપવી તે જૂદી વાત છે, અને તેમના પર નિર્દયતાનો આરોપ મૂકવો એ વાત જૂદી છે. લાલાજી ! ! સો ગૃહસ્થ હિંદુઓ અને શત ગૃહસ્થ જૈનોને મનુષ્યો પ્રતિની દયાની લાગણીની પરીક્ષા માટે અમેરિકાના વિદ્વાનોને સોપો પછી ગૃહસ્થ જૈનો અગર ગૃહસ્થ હિંદુઓ એ બેમા કોની મનુષ્યો પ્રતિ વિશેષ દયા દૃષ્ટિ વર્તન તથા નિર્દયતા છે તે મધ્યસ્થ દૃષ્ટિથી પરીક્ષીને તેઓ જગતમા જાહેર કરશે લાલાજી ! ! તમારૂં લખાણ તમારે સિદ્ધ કરવુ હોય તો અમેરિકાના વિદ્વાનો દ્વારા બન્નેની પરીક્ષા કરાવો એટલે સત્ય જણાઇ આવશે બાકી તમારી દૃષ્ટિમા એવુ જૂઠુ ઠસી ગએલુ છે તે આવી પરીક્ષા વિના ટળે તેમ નથી મનુષ્યોની દયામાટે જૈનોને ઘણી દયાની લાગણી છે ગુજરાતના ઘણા ગામોમા જૈનો તરફથી અન્નક્ષેત્રોના હાલ પણ સદાવ્રતો મૌજુદ છે શ્વેતાંબરો અને દિગંબર લક્ષાધિપતિ સેંકડો ગૃહસ્થ શેઠિયાઓ છે. તેઓ દરવર્ષે હજારો ગરીબમનુષ્યોને ખાવા આપે છે અનેક અનાથાશ્રમોને જૈનો તરફથી મદત મળે છે જૈનો તરફથી ઔષધાલયો, પાણીની પરબો ચાલે છે જૈનો તરફથી ગુજરાત વગેરે દેશોમા આંધળા લુલા બ્હેરાંઓને ઘણી મદત મળે છે અમદાવાદમા શેઠ લલ્લુભાઇ રાયજીએ અનાથાશ્રમ વગેરેમા ગરીબોને લાખો રૂપૈયાની મદત કરી છે વિ સં. ૧૯૬૩ મા સુરતમા કોન્ગ્રેસ હતી તે વખતે અમદાવાદમા લાલા લજપતરાય આવ્યા હતા અને તે શેઠ લલ્લુભાઇ રાયજીને ત્યા આવ્યા હતા. શેઠ લલ્લુભાઇ રાયજી તથા નગરશેઠ ચીમનલાલ લાલભાઇ તથા કસ્તૂરભાઇ તથા શેઠ લાલભાઈ દલપતભાઈ તથા શેઠ મનસુખભાઈ ભગુભાઈ વગેરે શેઠિયાઓની સાથે લાલા લજપતરાય અમારી પાસે આંબલીપોળના ઉપાશ્રયમા વ્યાખ્યાન શ્રવણ કરવા બપોરે આવ્યા હતા, તે વખતે બેહજાર શ્રોતાઓની સમક્ષ અમોએ લાલા લાજપતરાયને દેશસેવા કરવાના સત્ય ઉપાયો દર્શાવ્યા હતા તેથી લાલાજી તમો અમારા ઉપદેશથી ઘણા ખુશી થયા હતા અને શેઠ

લલ્લુભાઇ રાયજીને કહેવા લાગ્યા હતા કે આવા જૈન મુનિયોથી હિંદનો ઉદ્ધાર થવાનો છે. લાલાજીના વિચારોમાં પાછળથી પરિવર્તન થયું હોય એમ લાગે છે. જૈનો, કીડી મંકોડા વૃક્ષ પશુ પંખી મનુષ્યો વગેરેની દયા રક્ષા કરે છે. તેઓ પશુ પંખીઓની દયા કરતાં મનુષ્યોની દયા રક્ષા કરવામાં અનંત ગણું વિશેષ ધર્મફલ માને છે અને તેવું તેઓ વર્તનથી પણ જણાવે છે છતાં કેટલાક એવા કઠોર હૃદયના કેટલાક જૈનો હોય તો તેથી આખી જૈન કોમને જો નિર્દય માનીએ તો હિંદુઓ વગેરે પણ તેવી રીતે તો નિર્દય ઠરી શકે. જ્યારે મનુષ્યોની દયા રક્ષાનો ખાસ પ્રસંગકાલ આવે છે ત્યારે કીડી મંકોડા વગેરે ક્ષુદ્રજીવોની રક્ષા મૂકીને પહેલી મનુષ્યોની ખાસ દયા રક્ષા કરવામાં અર્પાઇ જવું એમ જૈનો માને છે અને વર્તે છે તેથી લાલાજી ! ! હવે પોતાની ભૂલની દ્વિતીયાવૃત્તિમાં સુધારો કરશો એમ ઇચ્છું છું. લાલાજી ! ! તમે લખો છો કે જૈનો મનુષ્યપ્રતિ નિર્દયવર્તનવાળા હોય છે પણ તમે સમજશો કે છપ્પનિયા દુકાલમાં હિંદમાં ખ્રિસ્તીઓએ અનાથ હિંદુઓનાં લાખો બાળકોને ખ્રિસ્તી બનાવ્યાં પછી તેઓની રક્ષા કરી, ગુજરાત સૌરાષ્ટ્રમાંથી પચીશ હજાર મનુષ્યો ખ્રિસ્તી થયાં જણાય છે તે પ્રમાણે આખા હિંદમાંથી લાખો મનુષ્યો ખ્રિસ્તી થઇ ગયા અને તેજ ખ્રિસ્તીઓ હવે હિંદુ ધર્મના વિરોધી અને હિંદુ ધર્મનું ખંડન કરે છે. લાલાજી ! ! તે વખતે હિંદુઓની દયા ક્યાં ગઇ હતી ? હાલ હિંદમાં ચૌદ કરોડ ગાયો છે. લગભગ પન્નર કરોડ ભેંસો છે. અને બકરા ઘેટાં વીશ કરોડ છે. બળદોની સંખ્યા તો ઘણી ઘટી ગઇ છે. દર વર્ષે બાવન લાખ ગાયો કપાય છે. લાલાજી !! તમો કહો કે તેઓની રક્ષા કરવામાં શું ધર્મ નથી ? જૈનો પાંજરાપોળમાં ગાયો, બળદો, ભેંસો બકરાં કે જે રોગી અપંગ છે, તેઓની રક્ષા કરે છે. તમો તેઓને ક્ષુદ્ર જીવો ધારીને તેઓની દયા રક્ષા કરવાનું જૈનોનું કાર્ય ધિક્કારતા હોવ તો તે યોગ્ય નથી. કારણ કે પશુઓની

રક્ષાથીં મનુષ્યોની રક્ષા થાય છે. ગાયો, ભેસો, બકરાં, બળદ એ દેશની દોલત છે તેઓના આધારે મનુષ્યો જીવી શકે છે દુધ, દહી, ઘી અને છાશવગેરેની સહાય આપનારા પશુઓ છે. પક્ષીઓથી સૃષ્ટિના સૌન્દર્યમા વૃદ્ધિ થાય છે, મત્સ્યોથી જલની શુદ્ધિ રહે છે દરેક પ્રાણી ઉપયોગી તો હોય છે. જૈનો પાંજરાપોળમા પશુઓની રક્ષા કરે છે તેની સાથે જૈનો અને હિંદુઓ, લાખો હજારો પશુઓના કરતા એક ધર્મી મનુષ્યની રક્ષા-દયા માટે તેને વિશેષ ઉત્તમ ગણે છે તેથી તેઓ પશુઓ કરતા મનુષ્યોની રક્ષા કરવામા પાછા હઠતા નથી. લાલાજી ! ! જૈનો ઉપયોગીવૃક્ષોની દયા-રક્ષા કરવામાટે પણ ચૂકતા નથી ઉપયોગી વૃક્ષોની દયા-રક્ષા કરવામા તેઓ ધર્મ માને છે અને તેથી પ્રજાઓનુ તથા દેશનુ કલ્યાણ થાય છે વૃક્ષોની હયાતીથી સારી વૃષ્ટિ થાય છે, તેથી લાલાજીએ તો ખરી રીતે જૈનોને પશુ પખી વૃક્ષો અને મનુષ્યોની રક્ષા દયામાટે ધન્યવાદ આપવો જોઇએ કારણ કે જે જે કોમો જે જે દયા વગેરેના સારા કાર્યો કરતી હોય તેઓને તે બાબતમા વખાણવી જોઇએ અને અન્ય શુભ કાર્યો કરવાની તે તે કોમોને સૂચના દેવી જોઇએ, એવુ દેશનેતાએ સમજવુ જોઇએ ક્ષત્રિયોમા શૂરતાગુણ પ્રધાન છે. બ્રાહ્મણોમા વિદ્યાની પ્રધાનતા છે. વણિક્ વૈશ્ય જૈનોમા દયાની પ્રધાનતા છે. જે નાના જીવોની દયા કરે છે તે મોટા જીવોની દયા અવશ્ય કરે છે જ दया धर्मका मूल्य है, पाप मूल अभिमान, तुलसीदया न छडीए, जब लग घटमें प्राण એમ હિંદુ ધર્મી તુલસીદાસ કહે છે હિંદુઓ કીડીઓને પણ લોટ પૂરે છે તેથી દયાની બાબતમા જૈનો અને હિંદુઓ સારા છે. હિંદુઓ કરતા ખાસ મનુષ્યોની દયામા જૈનો આગળ આવે છે એમ હુ મારા અનુભવથી જણાવુ છુ. પક્ષપાત વિના જેવુ મે અનુભવ્યુ છે તેવુ જણાવુ છુ. હવે હુ જૈનોને જણાવુ છુ કે જૈનો તમો મનુષ્યોની અને જૈનોની વિશેષત રક્ષા કરો કડિયા કુતરા અને કબૂતરાંમા જૈન કોમના લાખો

કરોડો રૂપૈયા ખર્ચાય છે. સ્થાવર તીર્થ દેરાસરો વગેરેમાં જૈનો જેટલું વાર્ષિક ખર્ચ કરે છે તે, દશમા ભાગને પણ જૈનોને કેળવણીમાં સહાય કરવી, તથા જૈનોના દુઃખમાં ભાગ લેવા વગેરે જંગમ તીર્થોની બાબતમાં ખર્ચતા નથી. જંગમ જૈનોની હયાતિમાં તીર્થો અને જૈનશાસનની હયાતી છે.ખ્રીસ્તિયોને અને મુસલ્માનોને પોતાના ધર્મ માટે અને પોતાના ધર્મમાં અન્યોને લાવવામાટે જેટલી ધર્મની લાગણી–જુસ્સો છે, તેમાંનું જૈનોમાં ઘણું ઓછું તત્ત્વ છે, માટે હવે જૈનો !!! તમારો ઉંઘવાનો વખત નથી. હવે તો જાગો. આપણા દરેક જૈન ગૃહસ્થે,બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની કેળવણીથી તૈયાર થવું જોઇએ. પાંજરાપોળોને તમો એકલા જાળવો છો અને તેમાં તમારા કરોડો રૂપૈયા જાય છે. પણ હવે તમો તો હિંદુઓને પાંજરાપોળો સોંપો અને તમો તમારી હયાતી કાયમ રાખવા માટે મુસલ્માનો અને ખ્રીસ્તિયોની પેઠે ધર્મના પૂર્ણ જુસ્સાવાળા બનો અને તમારાં સંતાનોને તેવી ઉત્તમ કેળવણી આપો, નહીં તો દુનિયામાંથી તમારૂં નામ ભૂંસાઇ જશે. જૈનોના નાશની સાથે અહિંસાદિ ધર્મનો નાશ થશે. पढमं नाणं तओ दया. પ્રથમ જ્ઞાન અને પશ્ચાત્ દયા છે. જૈનશાસ્ત્રોનું પૂર્ણ જ્ઞાન કર્યાથી સત્ય દયા સમજાય છે અને ગાંડી અર્થાત્ અસત્યદયાનો પરિહાર થાય છે. જૈનોની હયાતી અને ચઢતીનો નાશ થાય એવી દયા તે દયા નથી પણ હિંસા છે. વાંચો અમારો બનાવેલ **સંસ્કૃત દયા ગ્રન્થ** અને **સુદર્શનાસુબોધ** તથા **શ્રેણિકસુબોધ** તેમાં દયાની ખરી વ્યાખ્યા જણાવી છે. તમારી સર્વશક્તિયો કાયમ હશે તો દયા પણ રહી શકશે. હાલ તો જૈનો તમો આપત્કાળના ધર્મને સમજી પુનઃ જૈનોદ્ધાર કરવામાં તમારૂં સર્વસ્વ વાપરો. જૈનોની સંખ્યા વધારો.

यदुक्तं

कृतः नवीने जैने तु, स्वर्गं भवति देहिनाम्
सर्वकर्मविनाशश्च, मुक्तिर्भवति सर्वथा ॥ १ ॥

जैनामा जैनधर्मस्य, प्रचारोद्यमकारिणाम्
तीर्थंकरनामबन्धोऽस्ति, स्वर्गं मुक्तिश्च जायते ॥ २ ॥

सेवार्थं विश्वजीवाना, जैनधर्मप्रकाशनम्,
कृत तीर्थकरैं ज्ञात्वा, जैनधर्मं समाचर ॥ ३ ॥

साधर्मिकस्य वात्सल्य, सर्वधर्मान्महन्मतम्
सेवाभक्तिश्च जैनाना, कर्तव्या परमार्हतै ॥ ॥ ४ ॥

चतुर्विधस्य सघस्य, सेवात आत्मशुद्धता,
जैनाना जायते पूर्णा, प्रोक्तमेव जिनेश्वरै ॥ ५ ॥

पशुपक्षिमनुष्याणा, दयारक्षादिकर्मत
जैनानामात्मसशुद्धि, जायते नच सशय ॥ ॥ ६ ॥

सर्वतीर्थादिभक्त्यायत्, फल तत्तु सुरागत
जैनस्य सेवया प्रोक्त, जैनाना श्रीजिनेश्वरै ॥ ७ ॥

भिन्नधर्मिमनुष्याणा, पशुपक्ष्यादिदेहिनाम्
जैनै सम्यगदया कार्या, रक्षाच निजशक्तित ॥ ८ ॥

ભાવાર્થ–જેઓ એક નવીન જૈન કરે છે તે મનુષ્યોને સ્વર્ગ અને મોક્ષ થાય છે સુદર્શનાચરિત્ર, ત્રિષષ્ઠિશલાકા પુરૂષ ચરિત્ર, વગેરેમા કહ્યુ છે કે એક મનુષ્યને સમ્યગ્દષ્ટિ બનાવવાથી ચૌદરાજ લોકના જીવોને અભયદાન આપ્યા જેટલુ ફળ થાય છે જૈનધર્મ પ્રચાર અને જૈનોની વૃદ્ધિ માટે ઉદ્યમ કરનારાઓને તીર્થંકરનામકર્મનો બન્ધ થાય છે અને તેઓ સ્વર્ગ મુક્તિને પામે છે વિશ્વજીવોનો ઉદ્ધાર કરવા માટે વિશ્વજીવોની સેવા કરીને તેઓનુ પ્રભુમય સ્વર્ગ મોક્ષ જીવન કરવા માટે તીર્થંકરોએ જૈનધર્મનો પ્રકાશ કર્યો છે, એવુ જાણીને ભવ્ય મનુષ્ય ! તુ જૈન ધર્મની આરાધના કર સર્વ જીવોની શુદ્ધિ કરવામાટે અને વિશ્વવર્તિ સર્વજીવોને સમ્યગ્-જ્ઞાની ચારિત્રી શુદ્ધપ્રેમી બનાવવા તે જૈનધર્મ છે, અને સર્વ લોકોને સદ્ગુણી બનાવવા તે જૈનધર્મ છે. यत सद्गुणैर्जैन धर्मोऽस्ति, ह्यधर्मोदुर्गुणैर्मत ममभावेनमोक्षोऽस्ति, सेवा तु सर्व देहिनाम् ॥ સદ્ગુણોવડે જૈન ધર્મ છે અને દુર્ગુણોવડે અધર્મ

છે. સમ ભાવથી સર્વ ધર્મવાળાઓનો મોક્ષ થાય છે. સર્વ જીવોની સેવા કરવી જોઇએ. સદ્‍ગુણોવડે સમભાવ પ્રાપ્ત થાય છે. એવા જૈન ધર્મનો સર્વ વિશ્વમાં પ્રચાર થાય તો તેથી સર્વ મનુષ્યો સુખશાંતિ પામી શકે છે. સર્વ ધર્મોથી મોટું આ ધાર્મિક વાત્સલ્ય છે. જૈનોની સેવા ભક્તિ ને જૈનોએ કરવી જોઇએ. ચતુર્વિધસંઘની સેવાથી સેવકોની આત્મશુદ્ધિ થાય છે, એમ સર્વજ્ઞતીર્થંકરોએ જૈનોને જણાવ્યું છે. પશુપંખીમનુષ્યોની દયા કરવી અને તેઓની રક્ષા કરવી, તેઓને દુઃખમાં મદત કરવી, મનુષ્યોના રોગો ટાળવા તથા તેઓને જ્ઞાન ચારિત્ર દેવું એજ જૈનોનો જૈન ધર્મ છે અને એવા જૈન ધર્મથી જૈનોના આત્માઓની શુદ્ધિ થાય છે, તેમાં સંશય નથી. સર્વ સ્થાવર તીર્થોની ભક્તિવડે જે ફલ થાય છે તે ફલ, શુભ રાગથી જૈનની સેવા કરવાથી જૈનોને થાય છે, એમ જૈનશાસ્ત્રોમાં તીર્થંકર જિનેશ્વરોએ કથ્યું છે. ઇત્યાદિ જૈનશાસ્ત્રોના ધાર્મિક આશયોને લાલાજી !!! તમો જાણશો. જૈન ધર્મ એક દેશી નથી પણ સર્વદેશી છે, જૈનશાસ્ત્રોના આચારો ઉત્કૃષ્ટા છે પણ જૈનો દેશકાલને અનુસરીને તેઓ જેટલું બને છે તેટલું પાળી શકે છે. ગૃહસ્થ જૈનોને ઉત્કૃષ્ટ દયાના આચાર પાળવાનું જૈનશાસ્ત્રોમાં કહ્યું નથી, પણ જૈનસાધુઓમાટે વીશ વશાની દયા વગેરે પંચમહાવ્રતના ઉત્કૃષ્ટાચાર કહ્યા છે, તે પણ દેશકાલથી તથા ઉત્સર્ગ અને અપવાદથી કહ્યા છે. તેથી "लालाजी तमो असाध्य आचारशास्त्र पर बल देनेहिको यह परिणाम है" એવું લખો છો તે મિથ્યા ઠરે છે. કારણ કે ગૃહસ્થ જૈનો દેશકાલ તથા પોતાની શક્તિના અનુસારે આચારશાસ્ત્રોમાંથી પોતાના યોગ્ય ધર્માચાર પાળી શકે છે. છેવટે વ્રતાચાર પાળ્યા વિના દેવગુરૂધર્મની શ્રદ્ધા સેવાભક્તિથી અવિરતિ ગૃહસ્થ જૈન બની શકે છે, માટે તમારા લેખમાં આ બાબતમાં દ્વિતીયાવૃત્તિમાં સુધારો કરશો.

જૈનો અને હિંદુઓ, મનુષ્યોની તથા પશુપંખી વગેરેની દયા માટે પ્રાણ પાથરે છે; તેથી તેઓ આર્યો કહેવાય છે. જૈનોએ અને હિંદુઓએ વનસ્પતિ આહારને શ્રેષ્ઠ માન્યો છે તેથી તેઓ આ-

ત્મારૂપ પ્રભુનો સાક્ષાત્કાર કરી શકે છે. જાપાનીઓ મોટા ભાગે ભાત ખાઉ છે તોપણ તેઓએ માસાહારી રૂશિયાને કોરીઆની લડાઇમા હરાવ્યુ હતુ જૈનોના ધર્માચાર ઉત્કૃષ્ટ છે તેથી તેઓ મનુષ્યો અતિ ક્રૂર નિર્દય વર્તનવાળા હોય છે એવો નિયમ નથી, માટે લાલાજીએ તત્સબંધી મત બાધવામા મોટી ભૂલ કરી છે. જૈન સાધુઓ અને સન્યાસીઓ દયાના ઉત્કૃષ્ટ આચાર કે જે સામાન્ય મનુષ્યોથી સાધી શકાતા નથી એવા આચારોને તેઓ પાળે છે તેથી તેઓ જેમ મનુષ્યોપ્રતિ નિર્દય બની શકતા નથી તો ગૃહસ્થજૈનોનુ મનુષ્યો પ્રતિ નિર્દયવર્તન, તે વ્યાપ્તિપ્રમાણે તો કયાથી હોઇ શકે? અર્થાત્ હોઇ શકે નહી. લોકમાન્ય તિલકે અમને માણસાના શેઠ હકમચદ ઇશ્વર મારફત પત્ર લખી જણાવ્યું હતુ કે **વેદોના સત્યાચાર તેજ જૈન ધર્માચાર છે વેદોનું શુદ્ધ સ્વરૂપ તે જૈનધર્મ છે જૈનોની દયાથી હિદ આર્ય તરીકે ઓળખાય છે તેમણે અમારા બનાવેલા કર્મ યોગની ઘણી પ્રસસા લખી હતી** અને અમને મળવા માટે આવવા ઇચ્છા જણાવી હતી

મહાત્મા ગાધીજીએ લાલાજીને જૈનપરત્વે લખતા તેમના છાપેલા પત્રમા જણાવ્યુ છે કે અહિસાના સિદ્ધાતની અધિક સીમાથી ભારતની પડતી થઇ નથી, પરતુ કુસપ, અજ્ઞાન, મતભેદથી હિદની પડતી થઇ છે દેશ પ્રેમને બદલે સ્વાર્થના જોરથી દેશની પડતી થઇ છે હિદીઓની દુર્દશાનુ કારણ અધર્મ યાને અધર્મીભાવ છે જૈનો પર નામર્દીનો આક્ષેપ તમો દો છો તે સત્ય નથી જૈનો તરફથી હુ તમને કઇ કહેતો નથી હુ તો જન્મ થકી વૈષ્ણવ છુ બાલ્યાવસ્થાથી મ્હને અહિસાની શિક્ષા મલી છે બીજા ધર્મોના ગ્રન્થોની પેઠે હુ જૈનધર્મગ્રથોમાથી સારી વાતો શીખ્યો છુ હાલ આપણા લોકોની મર્દાઇ નથી તેનુ કારણ એ નથી કે આપણે બીજાઓને આઘાત કરવાનુ નથી જાણી શકતા. પરતુ તેનુ ખરૂ કારણ તો એ છે કે અમો મરવાથી ડરીએ છીએ, ને મરવાથી ડરે છે તે વાસ્તવિક

વા અનુચિત ભયથી ભાગી જાય છે અને તે એમ ઇચ્છે છે કે અમને જેઓ હાનિ પહોંચાડે છે તેઓનો નાશ બીજાઓ કરે. સર્વ પ્રકારના સંસારિક દોષોનો નાશ કરવા માટે અહિંસા રામબાણ ઉપાય છે. એ પ્રમાણે **મહાત્મા ગાંધી નામના** પુસ્તકમાં કહ્યું છે. લાલાજીએ એ પ્રમાણે ગાંધી મહાત્માના વિચારો વાંચ્યા હશે છતાં હજી જૈનોને નામર્દ ગણે છે તે કેવળ મિથ્યા મોહ છે. જૈનોને મનુષ્ય પ્રતિનિર્દય કહેવાની તેમની વિચાર શ્રેણિ પણ મિથ્યાત્વ મોહયુક્ત છે, તેમના એવા જૂઠા આક્ષેપોને જૈનો કંઈ હિસાબમાં ગણતા નથી, અજ્ઞાની મનુષ્યો ભલે તેમના વિચારો કદાપિ ધર્મ ભેદથી પક્ષપાત કરી સાચા માને, પણ મધ્યસ્થપંડિતો તો તેવા તેમના વિચારોને ન કામા અસત્ય માને છે.

लालाजीनो जैनो अने बौद्धोपर गंभीर आक्षेप.

मेरी सम्मतिमें बौद्ध और जैनधर्मका सामान्य प्रभाव भारतके राजनैतिक अधःपातका एक कारण हुआ है.

आक्षेप परिहार—લાલાજી !! તમો જૈનધર્મના અને બૌદ્ધધર્મના પ્રભાવથી ભારતની રાજનૈતિકનો અધઃપાત થયો એમ લખો છો પણ તેમાં કોઇ હેતુ આપતા નથી,એ તમારી ભૂલછે.જૈનધર્મમાં અને બૌદ્ધધર્મમાં રાજનૈતિક અધઃપાતના હેતુઓ નથી. કમળાની આંખવાળાને ધોળી વસ્તુ જેમ પીળી લાગે છે, તથા ધંતુરાના ભક્ષકને શ્વેત વસ્તુઓ પીળી દેખાય છે, તેમ લાલાજીના હૃદયમાં એમના ગુરૂએ એવું ઠસાવી દીધું છે કે જેથી લાલાજી એવા અસત્યવિચારની ધૂનમાં દોરાઇ ગયા છે. શંકરાચાર્યના વેદાન્તનો વૈરાગ્ય પણ તેમને ભારતની પડતીનું કારણ લાગે છે. જૈનો અને બ્રાહ્મણોને પૂર્વે ઉંદર બિલાડીનું વૈર હતું તેથી તે લોકોએ જૈનોને રાજકીય જૈનધર્મ બનાવવામાં ઘણાં વિઘ્નો ઉપસ્થિત કર્યાં છે, તો પણ પૂર્વે ઘણા જૈનરાજાઓ થઇ ગયા છે. શ્રી મહાવીરપ્રભુના સમયમાં ચેટક રાજા, ઉદાયી રાજા, શ્રેણિક રાજા, કોણિક, ચંદ્રપ્રદ્યોતન, વગેરે રાજાઓ જૈનધર્મી થઇ ગયા છે. જૈન રાજાઓને દેશ, રાજ્ય, પ્રજા

સંઘ વગેરેના રક્ષણ માટે ધર્મયુદ્ધ કરવાની સ્વયમેવ સ્વતંત્રતા છે. લાલાજી તમે પોતેજ લખો છો કે—" जैनविद्वान्, धर्म युद्धमें लडने का पाप नहीं समझते और न दंड देना व अपने धर्मके विरुद्ध समजते है " તમારાજ આ લખાણથી રાજકીય બાબતમા જૈનો પાછળ પડયા નથી. જર્મનીની હાલ મિત્રરાજ્યોએ જેવી સ્થિતિ કરી દીધી છે, તેવી હિંદુવૈદિક પૌરાણિકોએ વિ. આઠમા સૈકાથી જૈનોની સ્થિતિ કરવા માડી હતી, તેથી જૈનકોમને પુન જૈન ધર્મને રાજ્યધર્મ કરવાનો વખત ન મળ્યો, ગુજરાત વગેરે દેશોમા ધર્મભેદ દ્વેષથી બ્રાહ્મણોએ જૈનો પ્રતિ અને જૈનધર્મ પ્રતિ ઘણો તિરસ્કાર બતાવ્યો છે, અને જૂ માકણને જતિ તેને મારવાનુ પાપ નથી રતિ ઇત્યાદિ કહેવતો જોડી, જૈનોના સાધુઓ ઝાડો કરીને ગુદા ધોતા નથી અને વિષ્ઠા ફે કેછે.વગેરે આક્ષેપોથી જૈન સાધુઓને હલકા પાડવામા અને હલકા ચિતરવામા નવલરામ સુધીએ પણ બાકી રાખ્યુ નથી. રાજનૈતિક ગ્રન્થ તરીકે જૈનોનો અર્હન્નીતિ નામનો ગ્રન્થ વાચશો તો ભારતની પડતીમાં જૈનધર્મનો પ્રભાવ પડયો નથી એમ મધ્યસ્થોને સ્પષ્ટ જણાશે. શ્રી મહાવીર પ્રભુના મામા ચેડારાજાએ બાર વર્ષ સુધી કોણિક રાજા સાથે યુદ્ધ કર્યું હતુ. જૈન ખારવેલરાજાએ પણ અનેક યુદ્ધો કર્યા છે. સપ્રતિરાજાએ, અશોકે તથા ચન્દ્રગુપ્તે પણ રાજનૈતિક દૃષ્ટિએ ભારતમા અનેક યુદ્ધોની પ્રવૃત્તિ કરી હતી, ગુજરાતના છેલ્લા જૈન કુમારપાલરાજાએ ધર્મ્યયુદ્ધથી ભારતની રાજનૈતિક દૃષ્ટિએ ચડતી કરી હતી. ગુજરાતનુ રાજ્ય હિંદુ રાજાઓના સમયમા બાદશાહે લીધુ પણ જૈનોની આગેવાની વખતે મુસલ્માન બાદશાહોએ ગુજરાતનુ રાજ્ય જીતી લીધુ નથી. જૈન પ્રધાન વસ્તુપાલે અને તેજપાલે ગુજરાતનુ રાજ્ય, મુસલ્માનબાદશાહ પાસેથી જીતી લીધુ અને ગુજરાતમા ધોળકામા પુન રાજ્યગાદી સ્થાપી રાજ્ય સજીવન કર્યું તે પાછુ કરણવાઘેલા રાજાના સમયમા નાગરબ્રાહ્મણ માધવે દિલ્હીના બાદશાહને ચઢાવી ગુજરાતનુ રાજ્ય અલ્લાઉદ્દીનને આપ્યુ, તેમા નાગર બ્રાહ્મણ માધવરાય અને વ્યભિચારી કરણવાઘેલા રાજાનો અપરાધ

છતાં જૈનોથી ગુજરાતનું રાજ્ય ગયું એવું હડહડતું જૂઠું કહી જૈનોને હલકા પાડવા પ્રયત્ન કરવો તે મિથ્યા પ્રયત્ન છે, ગુજરાતના રાજ્યમાં જૈન પ્રધાનો અને જૈનો સેનાપતિયો, જૈન શેઠો, જૈન ભંડારીઓ, મહેતા વગેરે જૈન આગેવાનો હતા, ત્યાં સુધી જૈનોએ ગુજરાતના રાજ્યની અભિવૃદ્ધિ કરી છે. હિંદુ ધર્મી નાગર બ્રાહ્મણો વગેરે પૌરાણિક હિંદુઓના વખતમાં ગુજરાતનું રાજ્ય, મુસલ્માનોએ જીતી લીધું. કાઠિયાવાડમાં બરવાળાના ઘેલાશા જૈન હતા. તેમણે લીંબડીના રાજાનું રાજ્ય કાયમ રાખ્યું. મારવાડમાં રજપુત રાજ્ય સંસ્થાનોમાં જૈન પ્રધાનો, મહેતાઓ, ભંડારીઓ હતા, તેથી હજી સુધી મારવાડનાં દેશી રાજ્યો છે તે મુસલ્માનોના અને અંગ્રેજોના રાજ્યકાલમાં પણ કાયમ રહ્યાં છે. મુસલમાન બાદશાહોના સમયમાં કચ્છ કાઠિયાવાડમાં જૈનો પ્રધાન વગેરે હતા, તેથી તથા બ્રિટીશ રાજ્યસ્થાપનકાલના પ્રારંભમાં જૈનો રાજકીય બાબતમાં આગેવાન હતા, તેથી મોટાભાગે દેશીરાજ્યો કાયમ રહ્યાં છે. મેવાડનો પ્રતાપરાણો જ્યારે ઉચાળા ભરીને સિંધ તરફ જવાની તૈયારી કરતો હતો અને મેવાડના રાજ્યની આશા ખોઇ મેવાડને છેલ્લા નમસ્કાર કરતો હતો ત્યારે જૈન શેઠ ભામાશાહે, પ્રતાપરાણાને કરોડો રૂપૈયાની મદદ આપી અને મેવાડનું રાજ્ય પાછું સ્થિર કર્યું. માળવામાં પણ જૈનોની આગેવાની હતી, ત્યાં સુધી પરમારોનું રાજ્ય ટક્યું પણ પાછળથી માળવાનું રાજ્ય મુસલમાનોએ જીતી લીધું. જૈનો વણિકો હોવાથી બ્રિટીશ વણિકોની પેઠે રાજ્ય ચલાવવામાં અનેક પ્રકારની બુદ્ધિની કુશળતા વાપરતા હતા. બંગાલા, વિહાર, આંધ્ર દેશોમાં તો જૈનો બારમા સૈકાથી હયાત નહોતા, એકલા બ્રાહ્મણ વગેરે હિંદુઓ હતા તો પણ મુસલમાનોએ બંગાલા કાશી આન્ધ્ર વગેરે દેશોનું રાજ્ય જીતી લીધું, તેમાં જૈન વણિકોનો કંઇ દોષ નથી. દિલ્લીના રાજા પૃથુરાજનો પ્રધાન જૈન નહોતો. પૃથુરાજનો જો જૈન પ્રધાન હોત તો પૃથુરાજનું રાજ્ય જાત નહીં, દક્ષિણમાં કલ્યાણી વગેરેમાં હિંદુઓનું રાજ્ય હતું અને પ્રધાન વગેરે પણ હિંદુઓ હતા તે વખતે ચૌદમા સૈકામાં દિલ્લીના અલ્લાઉદ્દીન બાદ-

શાહના સેનાપતિઓએ ગુજરાત તથા દક્ષિણ દેશ જીતી લીધો તેમા જૈનો તો અલ્પસખ્યામા હોવાથી તેમજ તેમનુ તે વખતે રાજ્યમા આગેવાનીપણુ નહી હોવાથી હિદુઓના કુસપ, અજ્ઞાન, મોહ અને હિદુ રાજાઓના પરસ્પરવૈરથી અને મુસલ્માનબાદશાહોના પક્ષમા હિંદુઓ જવાથી, પરસ્પરફાટફૂટથી, ભારતનુ હિદુઓનુ રાજ્ય ગયુ, તેમા જૈનોના અને બૌદ્ધોના શિરપર દોષ આવતો નથી એમ ઐતિહાસિક તત્ત્વજ્ઞ યુરોપીયનવિદ્વાનો પણ જાહેર કરે છે બૌદ્ધો રાજનૈતિક બાબતમા કુશળ છે, તેથી તેઓએ તીબેટ, ચીન અને જાપાનનુ રાજ્ય ટકાવી રાખ્યુ છે લાલાજી ! ! તમો એમ કહેશો, કે જૈનો લડાઈમા હિસા થાય તેથી ગુજરાતમાના ઘણાખરા જૈન રજપુતો, વાણિયા તરીકે થઇ ગયા અને તેથી ગુજરાતની રાજકીય પડતી થઇ ” લાલાજી જો તમો આમ કહેશો તો તે પણ યુક્ત નથી ગુજરાત વગેરે દેશોમા દેશ રાજ્યની લડાઈમા જૈનવણિકોએ યુદ્ધ કરવામા આગેવાની ભર્યો ભાગ લીધો છે. તેના અનેક દાખલાઓ મૌજુદ છે. લડાઇની હિસામા પાપ નહીં માનનાર જર્મની, આસ્ટીયા અને તુર્કસ્તાન હાલની મહાલડાઇમા કેમ હાર્યું ? જર્મનો, આસ્ટ્રીયનો, તુર્કો, માસાહારી, ક્રૂર, હિસક હતા તોપણ હારી ગયા અને બ્રિટીશો જૈન વણિકકોમ જેવા કલાબાજ દક્ષ હતા, તેથી લડાઇમા જીત્યા, તેથી તેમા માસાહારી હિસક ક્રૂર હોય છે તેજ જીતે છે એવો કઇ નિયમ બધાતો નથી. અશોક જૈન રાજા અને બૌદ્ધરાજા ગણાય છે, તેના વખતમા જેવી રાજનૈતિક ચઢતી હતી તેવી સર્વ હિદુ રાજાઓના સમયમા નહોતી, કોઇક હિદુ રાજાની સરખામણી અશોકની સાથે કરી શકાય જૈનોના ખારવેલ રાજા, હર્ષવર્ધન રાજા પણ એવો હતો કુમારપાલ પણ ઉત્તમરાજા હતો, તેઓના વખતમા રાજનૈતિક પ્રગતિ હતી, શિવાજીમા નહોતી છતા શિવાજી વગેરે રાજાઓની કુટધાડપાડુ નીતિયોથી પણ હિદની રાજનીતિનો અધ પાત નહિ થયો અને જૈનોથી અધ પાત થયો એમ લખવુ તે પક્ષપાત, ધર્માન્ધતા, મિથ્યાવાદ છે. હિદની રાજનૈતિકનો અધ પાત થાય એવુ જૈનધર્મમા

સામગ્રી તથા લડવાનું બળ છતાં પણ જશે.કુસંપ,પરસ્પર વૈર,અન્યાય જૂલ્મ. અનીતિના પશુ બળથી દુનિયાનાં રાજ્યો સદા સ્થિર રહ્યાં નથી અને રહેવાનાં નથી. જ્યારે અલેકઝાંડરે હિંદપર સ્વારી કરી ત્યારે હિંદના રાજાઓ કુસંપ ઇર્ષ્યાદિક દોષોથી રાજા અનંગપાલની સહાય કરવા ગયા નહીં તેમાં હિંદુઓનો દોષ હતો કે જૈનોનો ? તે વિચારી જોશો. લાલાલજપતરાયના મતપ્રમાણે તે વખતે તો જૈનોના જૈનધર્મ પ્રભાવથી કંઇ તેઓ તે વખતે હાર્યા નહોતા, તોપણ હિંદુ રાજાઓની સહાયના અભાવથી હિંદુરાજા હાર્યો હતો. મહાભારતની તમારા શાસ્ત્રની દૃષ્ટિ પ્રમાણે લડાઇ થઈ તેમાં આર્યોની પાયમાલી થઇ તેમાં જૈનધર્મનો દોષ નથી. દિલ્લીનો રાજા પૃથુરાજ ચોહાણ અને કનોજના રાજાને પરસ્પર વૈર દ્વેષ થવાથી હિંદુઓનું રાજ્ય ગયું હતું, તેમાં જૈનધર્મના પ્રતાપથી હિંદુઓ કંઇ નબળા પડયા નહોતા. તે વખતે હિંદુઓનું યુદ્ધબળ તેઃ હતું પણ પરસ્પરના વૈર ઝેર અને કન્યાઓ પરણવા માટે યુદ્ધો કરીને તેઓ હાર્યા, તેમાં હિંદની પડતી થવામાં જૈન ધર્મ, કારણ નહોતો. જ્યારે પ્રતાપ રાણો મેવાડમાં રાજ્ય કરતો હતો. ત્યારે તેને હરાવવા અકબર બાદશાહે સૈન્ય મોકલ્યું. મુસલ્માન સૈન્યના વારંવાર આક્રમણથી પ્રતાપરાણાને ડુંગરે ડુંગર જંગલે જંગલ દરરોજ ભટકવું પડતું હતું. પ્રતાપે કેશરીયાં કરીને પોતાના ઘણા રજપુત સૈનિકો ખોયા, તે વખતે જૈન ભામાશા શેઠ મળ્યો અને તેણે પ્રતાપને સહાય કરી. શ્રીલક્ષ્મીસાગરસૂરિ વીંછીવાડા પાસે હતા, ત્યાં તેમને પ્રતાપરાણો મળ્યો અને મેવાડના રાજ્યની ગાદી સ્થિરથવામાટે વિનંતી કરી. શ્રીલક્ષ્મીસાગર સૂરિએ થોડું બળ હોય ત્યારે દેવની સહાય માગવાનું જણાવ્યું અને વીંછીવાડા પાસે એક એકાંતસ્થાનમાં પદ્માવતી દેવીની સાધના કરાવી. પદ્માવતી દેવીએ પ્રતાપ રાણાને સહાય કરી તેથી તેણે પુનઃ મેવાડની રાજ્ય ગાદી સ્થાપી. જે જગ્યામાં પદ્માવતી દેવીની આરાધના કરી તે જગ્યા નાગફણાપાર્શ્વનાથના નામથી હાલ

મૌજુદ છે. જયશિખરીના પુત્ર વનરાજને જૈનોએ અને શ્રીશીલ ગુણી સૂરિએ ઉચ્છેર્યો ભણાવ્યો. રાજ્યનીતિનુ શિક્ષણ આપ્યુ, તેથી તેણે ગુજરાતમા પાટણ વસાવી રાજ્યગાદી સ્થાપી. જૈનોએ જતા રાજ્ય પુન સ્થપાવ્યા છે. જૈનધર્મના અહિંસાના સિદ્ધાતથી હજી હિદુઓ-વૈષ્ણવ ગાધી મહાત્મા વગેરે અહિંસાત્મક અસહકારની દૃષ્ટિએ સ્વરાજ્યની ચળવળ ચલાવે છે. મહાત્મા ગાધી વૈષ્ણવ એક વખતે વિ. ૧૯૭૩ ની સાલમા અમને સાબરમતી કાઠે જીવનલાલબારીષ્ટરના બગલામા મળ્યા હતા તેમણે અમને કહ્યુ હતુ કે જૈનધર્મનો જો યુરોપમા પ્રચાર થાય તો યુરોપની પશુબલની હિંસા કેટલેક અશે ટળે યુરોપમા જૈનધર્મનો પ્રચાર કરવા માટે તેમણે અમને ચળવળ કરવા ખાસ કહ્યુ હતુ લાલાજી મહાશય !!! તમો દેશભક્ત છો અને પજાબ તરફના આગેવાન ગણાઓ છો, તમો જૈનધર્મ અગર અન્યબૌદ્ધ વગેરે ધર્મને સ્વધર્માન્ધતાથી અન્યાય આપો છો, તો જ્યારે તમે હિંદના સ્વરાજ્યના ભવિષ્યમા પ્રમુખ ચુટાઓ તો તમો જૈનોને હિદમાથી હાંકી મૂકવાનો હુકમ કાઢી શકો અને જૈનધર્મ કોઈ પાળે નહીં તથા કોઇ બૌદ્ધધર્મ પાળે નહી એમ કરી શકો ખરા, કારણ કે તેથી હિદીઓ નબળા બાયલા બની જાય છે અને હિંદુઓના રાજ્યની પડતી થાય છે એમ જણાવીને હિંદુઓની અને મુસલમાનોની બહુમતી મેળવી જૈનોનુ અને જૈનધર્મનું અસ્તિત્વ કાઢી નાખો એવી અમને કેમ શકા ન રહે ? નાની કોમોને તમો ધર્મભેદથી પોતાના બળથી કેમ કચરી ન નાખો ? કારણ કે દેશનાયક થઈને તમો હજી સુધરેલા જમાનામા આવી ધર્માન્ધતા જણાવીને જૈનધર્મની નિર્બલતા અનુપયોગિતા જણાવો છો તો જ્યારે હિદ સ્વરાજ્યના પ્રમુખ થાઓ ત્યારે તમે શુ ન કરી શકો ? અને તમો તથા મુસલમાનો વગેરે ધર્મભેદે સપીને ન વર્તી શકો ત્યા સુધી બ્રિટિશરાજ્યની હિદમા હયાતી રહે એ કુદ્રતી નિયમ છે, માટે લાલાજી !!! તમો ભારતનો ઇતિહાસ લખીને હિંદુ

મુસલ્માનોને એમ શિખવવા માગો છે અને ભવિષ્યની બાલ પ્રજાને એમ શિખવવા માગો છો કે જૈનો મનુષ્યો પ્રતિ નિર્દય વર્તનવાળા છે અને જૈનધર્મથી હિંદીરાજ્ય નૈતિક પડતી થઇ. એમ શિખવવાથી હિંદુઓને જૈનધર્મ અને જૈનોપ્રતિ તિરસ્કાર છૂટે અને જૈનોનાં બાળકોને પણ તમારી પેઠે હિંદુ બનવાનો પ્રસંગ આવે. વાહ લાલાજી !!! તમારી ભવિષ્ય સંબંધી દીર્ઘદૃષ્ટિ ઘણી છે, પણ તે કેવી ખરાબ જૂઠી અને અન્ધશ્રદ્ધાવાળી છે, તેનો ખ્યાલ જૈન જૈનેતર સર્વલોકોને આવી શકશે. જૈનો કે જેઓ જૈનધર્મમાટેજ પ્રથમ નંબરે જીવનારા છે. તેઓ તમારા ફંદમાં ફસાશે નહીં. બ્રિટીશ રાજ્યના આગેવાનો કહે છે કે હિંદમાં ધર્મના અનેકભેદો છે અને તેઓ પરસ્પર ધર્મભેદે કજીયા લડાઇ તોફાનો કરે છે, તેથી બ્રિટીશ રાજ્યની હિંદમાં જરૂર છે અને તે લાલા લજપતરાય !!! તમો પોતે એ બાબતને પુરવાર કરો છો તેથી તમો દેશનેતા થઇને હિંદ સ્વરાજ્યની પ્રગતિમાં આડખીલી જેવા થાઓ છો. જો તમારે ધર્મના ખંડનમંડનમાં પડવું હોય તો તમો ધર્મનેતા બનો, અને શાસ્ત્રાર્થ કરો. તમો દેશનેતાના ઝભ્ભા તળે કયાં ધર્મનેતાની પેઠે ધર્મોના ખંડનમંડનમાં પડોછો. તે વિચારો ! લાલાજી !!! તમો હાલની વ્યાપારી જૈન કોમની દશા દેખીને તથા હાલની દયાળુજૈનવણિક કોમ કે જે યુદ્ધ લડાઇથી દૂર રહે છે તેને દેખીને પૂર્વના જૈનોપર હાલની દૃષ્ટિની કલ્પના કરીને જૈનધર્મના પ્રભાવથી હિંદની રાજનૈતિક પડતી કલ્પો છો, તે તમારૂં અસત્ય અનુમાન છે. કારણકે હાલની વ્યાપારી જૈન કોમમાં અને મુસલમાન કોમમાં, વહોરા પિંજારા, હિંદુ કોમમાં વણિક વૈષ્ણવ કોમ વગેરે તથા ખ્રીસ્તીઓમાં વ્યાપારી કોમ છે તે કપટ કલાદક્ષ, ચતુર, ભયશીલ તથા રણભીરૂ, સ્વાર્થી તથા કેટલેક અંશે, વ્યાપારમાં શૂર હોય છે, પણ દરેક ધર્મની ચાર વર્ણની ગુણકર્મવાળી કોમમાં યોદ્ધાઓ હોય છે તેજ દેશ, ધર્મ, પ્રજાસંઘ રક્ષાર્થે યુદ્ધ કરનારા હોય છે. વહોરા માંસાહારી છે પણ તે મુસલ્માન સિપાઇથીજ રક્ષાય છે. વણિક વૈષ્ણવો હિંદુઓ છે પણ તે રજપુત

વગેરેથી રક્ષાય છે. ખ્રિસ્તિ અને બૌદ્ધ ધર્મની વ્યાપારી કોમો પણ તે તે ધર્મના સૈનિકક્ષત્રિયોથી રક્ષાય છે, તેથી વણિક જૈનોને દેખી પૂર્વના સર્વજૈનો પણ એવા હશે અને તેથી તેઓના વિચારોની અસર હિંદુઓપર થઇ અને તેથી જૈનધર્મથી હિંદની પડતી કલ્પી લેવી તે, વહોરા અને વૈષ્ણવ વણિકોને દેખી મુસલ્માન આરબાદિની દેશોની અને હિંદની પડતી ખરેખર તેઓના મુસલ્માન અને હિંદુ ધર્મથી થૈ એમ માનવા બરોબર છે જ્યારે રાજ્યધર્મ તરીકે જૈનધર્મ હતો ત્યારે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો એ ચારવર્ણો જૈન ધર્મ પાળતી હતી, તે વખતે પણ આર્યોની દૃષ્ટિએ આર્યક્ષત્રિઓજ રાજનૈતિક પ્રવૃત્તિથી દેશરક્ષણ કરનારા હતા.હાલ હિંદુઓમા પણ ક્ષત્રિય કોમથીજ રાજનૈતિક અનુમાનથી હિંદની ઉન્નતિનુ અનુમાન થાય છે, પણ વણિક વૈશ્ય વર્ણને દેખી દેશની રક્ષામા ઉન્નતિમા, અવનતિમા, ક્ષાત્રકર્મ દૃષ્ટિ વિના અનુમાન કરી શકાય નહીં વહોરાઓને દેખી મુસલ્માન ધર્મની સિપાઇગીરીની મહત્તાનુ અનુમાન કરવુ વ્યર્થ છે, તેમ હાલની જૈન વણિક કોમને દેખી જૈનધર્મથી હિંદની પડતી માની લેવી તે વંધ્યાપુત્રની કલ્પના સમાન મિથ્યા છે માટે લાલાજી મહાશય ! ! ! આપે હિંદની પડતીમા જૈનધર્મ કારણ છે તથા બૌદ્ધ ધર્મકારણ છે એમ કલ્પી લીધુ તે તમારા જેવા વૈશ્યોને દેખી હિંદુધર્મથી હિંદની પડતી કલ્પવા બરોબર છે, એમ ઉપરનાદષ્ટાંતોથી સમજીને આપની થએલી ભૂલ સુધારશો. અમો હવે હાલના સંયોગોને દેખી જૈનોને ઉપદેશ દઇએ છીએ કે તમારે રાજનૈતિક બાબતોમા કુશલ અને આગેવાન થવું. દરેક જૈને હવે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રના ગુણ કર્મોથી ચારે વર્ણોની ઉપયોગિતાના જીવનને પ્રાપ્ત કરવુ. સ્વરાજ્ય ચળવળમા પાછળ ન પડવુ જૈનધર્મ પાળીને અન્યધર્મીઓ સાથે પ્રેમમૈત્રીથી વર્તવુ જૈનોએ બાલ્યાવસ્થાથીજ પોતાના બાળકોને ધર્મગુરૂ પાસે ધર્મજ્ઞાન અપાવવુ.ધાર્મિક જ્ઞાનની સાથે વ્યાવહારિક જ્ઞાન અપાવવુ શારીરિક, વાચિક અને માનસિક બળ વધે એવુ શિક્ષણ

લેવું. દરરોજ સદ્‌ગુરૂની સંગતિ કરવી અને ધર્મક્રિયાઓ કરવી. સ્વાર્થિક કાર્યોની સાથે પારમાર્થિક કાર્યો કરવાં.જૈનશાસ્ત્રોનું દરરોજ વાચન કરવું. રાજકીય બાબતોમાં જૈનોનું આગેવાનીપણું રાખવું. સામાયિક, પ્રભુપૂજા, ગુરૂવંદન, આદિધર્મકાર્યોમાં દરરોજ અપ્રમત્ત પણે પ્રવૃત્તિ કરવી. અન્યધર્મીમનુષ્યોને યથાયોગ્ય મદત કરવી. દુર્ગુણ દુર્વ્યસન દુષ્ટાચારથી મુક્ત થવું અને સદ્‌ગુણી સદાચારી બનવું. ગૃહસ્થાવાસમાં જ્યાં સુધી રહેવાય ત્યાં સુધી ગૃહસ્થ જૈનોએ સકામ નિષ્કામવૃત્તિએ આવશ્યક વ્યાવહારિક સર્વકાર્યો કરવાં. કોઇરીતે અન્યકોમોથી પછાત રહેવું નહીં. આજીવિકાકર્મ પ્રવૃત્તિમાં નીતિથી પ્રવૃત્તિ કરવી. આપણે-જૈનોએ હાલ આવા આપત્ કાલમાંથી પસાર થવામાટે અને પૂર્વની સ્થિતિ પામવા માટે કરોડો કરોડો ઉપાયો સેવવાની જરૂર છે. આપણા જૈન-ધર્મપર જૈનોપર અન્યકોમોના હજારો આક્ષેપ થતાં તેના જવાબો આપવા માટે તથા જૈનોની હયાતી માટે મરતાં શિખવું, જોઇએ. કદિ કાયર ન બનવું. આપણો આત્મા તે પ્રભુ છે એવો નિશ્ચય કરીને સર્વફર્જો અદાકરવામાં આત્માની શક્તિયો ફોરવવી. જૈન કોમે પોતાના બળ પર જીવવું અને અન્ય કોમોના સ્પાર્ધિકસંઘ-ર્ષણમાંથી બચવાના સર્વઉપાયોને દેશકાલાનુસારે આચરવા.

જગત્કર્તા ઇશ્વરવાદીઓ કહે છે કે જૈનો જો જગત્કર્તા તરીકે ઇશ્વરને માને તો તેઓ જગત્‌માં બળવંત થઇ શકે,જૈનો તો કર્મમાં લખ્યું હશે તેમ થશે, કર્મના ઉદય પ્રમાણે બનશે, ભાવીભાવ હશે તેમ થશે એમ માનીને જૈનો પોતાના દુશ્મનો સામે નબળા પડે છે, કર્મ-પાપ લાગી જશે, તેથી જૈનો બહુ બીએ છે, તેથી જૈનો રાજ્ય પ્રકરણમાં તથા યુદ્ધમાં ભાગ લેવામાં પાપ માની અશક્ત નિ-ર્બલ બની જાય છે, તેથી તેઓ અમારા આશરે-હિંદુઓના આશરે જીવે છે, તેઓ પોતાની એકલી કોમમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્ર તથા ખેડુત વર્ગ નહીં હોવાથી તેઓ અમારા વિના એકલા જીવી જૈનો તરીકે હયાતી ભોગવી શકે તેમ લાગતું નથી. અમારા હિંદુધર્મમાં

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના ગુણકર્મોને નીતિસર કરવામાં પાપ માન્યુ નથી તેથી અમો ચારેવર્ણ તરીકે હયાતી ભોગવીએ છીએ તમારા ગૃહસ્થ જૈનો ક્ષત્રિય ખેડૂત વગેરેનો ધધો કરવામા પાપ માને છે યત્ર સાચાઓનો ધધો કરવામા પાપ માને છે તેથી તેઓ પોતાના બળપર ઉભા રહી પોતાની હયાતી નભાવવા શક્તિમાન્ થયા વિના છેવટે મરી જવાના, અને અમો હિદુઓ, મુસલમાનો અને બૌદ્ધો, ક્રીસ્તિયો નીતિસર ગમે તેવો ધંધો કરવામા પાપ નહીં માનતા હોવાથી દુનિયામા હયાતી ભોગવવાના છીએ. માટે જૈનોએ દુનિયામા પોતાની હયાતી રાખવી હોય તો તેઓએ અમારી પેઠે ચારેવર્ણોના કાર્યો કરવામા પાપ ન માનવું જોઇએ અને અમારા ત્યાગી સાધુબાવાઓની પેઠે તમારા સાધુઓ જો રેલ્વેમા બેસી સર્વ દેશોમા ફરશે અને જીણા પાપ કર્મને લાગવાના ભયથી મુક્ત થઇ પરમાર્થિકધાર્મિકકાર્યો કરશે તો તેઓ જૈનધર્મને ટકાવીને જૈનોની હયાતી રાખશે વણિકજૈનોએ તમારા ધર્મના એવા સાંકડા આચાર કરી નાખ્યા છે કે જેથી રાજાઓ લડી શકે નહીં. ખેડૂતો પણ રાત્રીભોજન કરે કંદમૂળ ખાય તેથી જૈનધર્મ પાળી શકે નહીં. ઢેડ ભગિયા પણ પોતાનો ધધો કરતા છતા જૈનધર્મ પાળી શકે નહીં. પ્રભુમહાવીરદેવના સમયમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો અને શૂદ્રો, સ્વસ્વ ધધાને કરતા હતા અને જેટલો બને તેટલો જૈનધર્મ પાળતા હતા. હાલ તો વણિકોજ જૈનધર્મી છે અને તે પોતાના જેવા ગુણકર્મી બને તેનેજ જૈનો માનતા હોવાથી તથા જૈનધર્મગુરૂઓ પણ વણિકજૈનોનાજ જૈનધર્મના ઉપદેશ દેતા હોવાથી તથા હિદુઓના જેટલા ઉદાર નહીં હોવાથી ભવિષ્યમા જૈનોની સખ્યા પણ ઘણી ઘટશે માટે જૈનો વધારવા હોય તો અમારા જેવા ઉદાર બનો !!!

જૈન—હેજગતકર્તૃત્વ ઇશ્વરવાદીભાઇ !!! તમોએ જે કહ્યુ તેનો નીચે પ્રમાણે ઉત્તર છે, જૈનો આત્માની સાથે કર્મને માને છે અને કર્મ પણ કર્મરૂપે પ્રભુ છે. કર્મઉપર આત્માનુ જોર થાય છે ત્યારે

તે જૈન બને છે. અમો જેને કર્મ કહીએ છીએ તેને આપ અપેક્ષાએ ઇશ્વર કહો છો. બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર પણ કર્મયુક્ત અર્થાત્ રજ તમસ્ સત્વગુણ યુક્ત છે.

## यदुक्तं

वेदवेदान्तशास्त्रोक्तं, ब्रह्मैव कर्मसन्मतम, व्यापितं जैनशास्त्रेतत्, सापेक्षनययुक्तितः ॥१॥ कर्मैव जैनशास्त्रोक्त, मन्यानां प्रभुरेवतत् । दुष्टंशुभंच कर्माऽस्ति-फलं दुःखं सुखंमतम ॥२॥ कर्मरूपजगत्सृष्ट,-कर्मैव निश्चयान्मतम् । कर्मरूपजगत्सृष्टा, निजाऽऽत्मा व्यवहारतः ॥३॥ ईश्वरोऽस्तिनिजाऽत्मैव, ह्यनादि कर्मसंयुतः कर्मसृष्टेः प्रकर्तृत्वं, कर्मणैव स्वभावतः ॥४॥ यः कर्ता कर्मभेदानां, भोक्ता कर्मफलस्यच ॥ संसर्ता परिनिर्वाता, सह्याऽऽत्मानान्यलक्षणः ॥५॥ कर्मभिन्नोनिजाऽऽत्मैव, शुद्धब्रह्म प्रकीर्तितः जैनवेदान्तशास्त्रेषु, शुद्धाऽऽत्माहि प्रभुर्महान् ॥६॥ कर्मप्रभोरपेक्षातः प्रभुकर्तृत्ववादिनाम, जैनधर्मे समावेशो, ह्यनादिकालतो मतः ॥७॥ जैनधर्मे समावेशः केवलाद्वैतवादिनाम्, संग्रह दृष्टिसापेक्ष-ब्रह्मैकत्वप्रदर्शनात् ॥८॥ आऽऽत्मकर्मादितत्त्वानां, सापेक्षनयदृष्टितः जैनधर्मेसमावेश । आस्तिका जैनधर्मिणः ॥९॥ प्रभोर्महिसदृष्ट्यैव, व्यापकत्वं प्रभोर्मतम् । कर्मणश्चात्मन श्चैव व्यापकत्वमपेक्षया ॥१०॥ कर्मप्रभोस्त्रिधामूर्ति, ब्रह्माविष्णु महेश्वरः सत्वरजस्तमोवृत्ति-कर्मैवाऽनादिकालतः ॥११॥ आत्मादितत्त्वमन्तार आस्तिका जैनधर्मिणः दुष्टकर्मविनाशार्थं, भवन्ति धर्मधारकाः ॥१२॥ ईश्वस्यभयात्केचित्, केचित्कर्मप्रभीतितः । पापकर्म न कुर्वन्ति, धर्मकुर्वन्तिमानवाः ॥१३॥ ब्रह्मकर्मादितत्त्वज्ञा आत्मशुद्धोपयोगतः पापभीतिं न कुर्वन्ति, जैनाः कार्यक्रियापराः ॥१४॥ आत्मधर्मेणतत्त्वज्ञा जैना भवन्ति योगिनः गुणकर्मानुसारेण, स्वस्ववर्णस्थिताश्चते ॥१५॥ ब्राह्मणाः क्षत्रिया वैश्या, शूद्रा ये जैनधर्मिणः वर्णकर्मपरास्तेस्यु र्निर्लेपा मोक्षगामिनः ॥१६॥

શ્લોકોનો ભાવાર્થ એ છે કે—જૈનશાસ્ત્રોક્ત કર્મ તેજ ઇશ્વરકર્તા

વાદીઓનો પ્રભુ છે. શુભકર્મ એ કર્મરૂપ પ્રભુની કૃપા છે અને અશુભકર્મ તે કર્મરૂપ પ્રભુનો કોપ છે, શુભકર્મનુ ફલ સુખ અને અશુભકર્મનુ ફલ દુખ છે. કર્મરૂપ જગતનો કર્તા કર્મ છે એમ નિશ્ચયનયથી જાણવુ, અને કર્મસૃષ્ટિનો કર્તા આત્મા છે એમ વ્યવહારથી જાણવુ અને ભક્તિની ઔપચારિકદષ્ટિએ ઇશ્વર જગત્ કર્તા તરીકે કહેવાય છે નિજાત્માકર્મ સહિત તેજ ઇશ્વર છે અનાદિકાળથી કર્મ સહિત આત્મા છે તેને કર્મ છે તેને કર્મસૃષ્ટિનુ કર્તૃત્વ છે જે કર્મભેદોનો કર્તા છે અને જે કર્મફલનો ભોક્તા છે, જે ચાર ગતિમા ભમતો છે અને જે કર્મનો નાશ કર્તા છે તેજ આત્મા છે જ્યારે કર્મથી ભિન્ન આત્મા થાય છે ત્યારે તેને જૈનશાસ્ત્રો અને વેદાન્તશાસ્ત્રો શુદ્ધબ્રહ્મ-શુદ્ધાત્મા—પરમાત્મા કહે છે કર્મપ્રભુની અપેક્ષાએ કર્મપ્રભુ કર્તૃત્વવાદનો જૈનધર્મમા સમાવેશ થાય છે. સગ્રહનયદષ્ટિની સત્તાબ્રહ્મૈકત્વની અપેક્ષાએ દ્વૈતલાદ્વૈતવાદનો જૈનધર્મમા અતર્ભાવ થાય છે. આત્મા, કર્મ વગેરે તત્ત્વોની અપેક્ષાએ સર્વદર્શનમૂલતત્ત્વોનો જૈનદર્શનમા અતર્ભાવ થાય છે, માટે જૈનો આસ્તિક છે પ્રભુની મહિમા દષ્ટિએ પ્રભુનુ વ્યાપકત્વ છે તે, તે અપેક્ષાએ સત્ય છે કર્મનુ અને આત્માનુ વ્યાપકત્વ પણ અપેક્ષાએ છે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, એ આત્મસહિત કર્મપ્રભુની ત્રિધામૂર્તિ છે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ તે આત્મસહવર્તી અપેક્ષાએ વિષ્ણુ, બ્રહ્મા, મહાદેવ છે અમારા રચિતશુદ્ધોપયોગ ગ્રન્થમા તે બીના સ્પષ્ટ કરી છે સત્વ રજ તમોગુણ એજ કર્મ છે તે અનાદિકાલથી છે આત્માદિ તત્ત્વોને માનનાર જૈનો આસ્તિક છે તે દુષ્ટકર્મવિનાશાર્થે ધર્મધારકો બને છે કેટલાકદર્શનીઓ ઇશ્વરના ભયથી અને કેટલાક, કર્મના ભયથી અનીતિ પાપકર્મ કરતા નથી આત્માકર્મ વગેરે તત્વજ્ઞ જૈનો, શુદ્ધોપયોગથી કાર્યો કરે છે તેમા તે પાપની ભીતિ ધારણ કરતા નથી એવા જૈનો આત્મધર્મવડે સ્વાધિકારે સર્વ કર્મો કરતા છતા સ્વતન્ત્ર વર્તે છે અને કર્મયોગીઓ બને છે. સર્વવર્ણના

ગૃહસ્થ જૈનો વર્ણાનુસારે ગુણકર્મોને કરે છે.જૈનધર્મ માનનારા બ્રાહ્મણ ક્ષત્રિય,વૈશ્યો અને શૂદ્રો વગેરે સ્વજાતિયોગ્યકર્મો કરે છે અને નિર્લેપ બની મોક્ષગામી થાય છે. જૈનો પ્રારબ્ધ, સંચિત અને ક્રિયામાણ કર્મને માને છે. ઉદ્યમથી કર્મનો ક્ષય કરે છે અને તેઓ કર્મમાં લખ્યું હશે-કર્મ પ્રમાણે થાય છે એમ માની આળસુ બની બેશી રહેતા નથી. કોટિકોટિ પુરૂષાર્થ કરતાં પણ જો તે કાર્ય ન થાય તો પછી તે પ્રારબ્ધકર્મથી થતું નથી એમ જાણે છે. આત્મબળ ફોરવાય અને પછીથી પાછું પડાય ત્યારે કર્મનો ઉદય છે એમ જૈનો માને છે, એજ કર્મના ઉદયને હિંદુઓ, મુસલમાનો, ખ્રીસ્તિયો હરિ ઇચ્છા, ઇશ્વર ઇચ્છા, પ્રભુની મરજી એવાં નામથી બોલાવે છે. જૈનો કહે છે કે કર્મના ઉદય પ્રમાણે થાય છે, હિંદુઓ વગેરે કહે છે કે ઇશ્વરની ઇચ્છા પ્રમાણે થાય છે, ત્યારે કર્મનો ઉદય તેજ કર્મપ્રભુની ઇચ્છા સમજવી. આત્મજ્ઞાનથી એક ક્ષણમાં સર્વ કર્મનો ક્ષય થાય છે એમ જૈનો માને છે તેથી જૈનો બનવાનું હશે તે બનશે એમ માની બેસી રહેતા નથી. તેઓ તો ઉત્સાહ, ધૈર્ય, જ્ઞાન અને ઉદ્યમથી કર્મને જીતે છે અને આત્માને પ્રભુ માની પ્રભુની પેઠે કર્તવ્ય કાર્યો કરવામાં પુરૂપાર્થ ફોરવે છે. ભાવી ભાવ માની બેસી રહેનારા અને કર્મ પ્રમાણે થશે એમ માની બેસી રહેનારા અને ઉદ્યમ નહીં કરનારા લોકો, જૈનધર્મને જાણી શકતા નથી, અને કર્મ દુશ્મનોને જીતનારા ખરા જૈનો બની શકતા નથી. જૈનશાસ્ત્રોમાં ભાવીભાવ અને કર્મનો ઉદય માની બેસી રહેવાનું લખ્યું નથી, માટે જૈનો, કર્મ અને ભાવીભાવ માની મડદાલ-એકાંતે નિર્વીર્ય બને નહીં. ગૃહસ્થ જૈનો પાપ કર્મ લાગશે એમ જાણી બીકણ બની સ્વાધિકારકાર્યોને ત્યજતા નથી, તેઓ તો ચેડા મહારાજ વગેરેની પેઠે યુદ્ધ કાર્યને સ્વાધિકારે સ્વીકારે છે અને પાપકર્મ લાગે છે તો તેને જ્ઞાન ધ્યાન પ્રાયશ્ચિત્ત વગેરેથી ટાળે છે અને ગૃહસ્થાશ્રમના ધર્મમાં તથા સ્વાધિકારપ્રમાણે રાજ્ય નૈતિક બાબતોમાં પ્રવર્તે છે. હાલમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર

એ ચાર વર્ણો જેમ હિંદુ ધર્મને યથા શક્તિ પાળી વર્ણ ગુણકર્મ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે તેમ પ્રાચીનકાળમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રો–અંત્યજો તથા મ્લેચ્છો વગેરે સર્વજાતીય મનુષ્યો, જૈન ધર્મને યથાશક્તિથી આરાધતા હતા અને વર્તમાનમા પણ આરાધે તો આરાધી શકે છે અને તે હાલ જેમ બાહ્યથી બ્રાહ્મણો, ક્ષત્રિય, વૈશ્યો, શુદ્રો, અંત્યજો, યવનો આજીવિકાકર્મ પ્રવૃત્તિ કરે છે તેવી રીતે કરતા છતા યથાશક્તિ જૈનો બની શકે છે અને ધર્મગુરૂઓથી તેવી રીતે જૈનો બનાવી શકાય છે સ્વામી શ્રદ્ધાનંદ વગેરે જેમ અન્ય ધર્મીઓને હિંદુઓ બનાવે છે તેમ જૈનો પણ અન્ય ધર્મીઓને જૈન બનાવી શકે છે, તેમા જૈનશાસ્ત્રોની આજ્ઞા છે ખ્રીસ્તિઓ, મુસલ્માનો, બૌદ્ધો અને હિંદુઓ જેમ દેશ કાલાનુસારે વર્તી બાહ્યજીવન સંગ્રામમા આજીવિકાવૃત્તિને કરી પોતાની હયાતી રાખી શકે છે તેવી રીતે જૈનો પણ વર્ણગુણ કર્મ પ્રમાણે આજીવિકાવૃત્તિને સ્વસ્વદેશ શક્તિઆદિના અધિકારે કરી શકે છે અને જેટલા અંશે બને તેટલા અંશે જૈન ધર્મને ગૃહસ્થદશામા પાળે છે અને જૈનધર્મની ફક્ત શ્રદ્ધા જ ગણીને પણ દુનિયામા પોતાની હયાતીને કાયમ રાખે છે અને ભવિષ્યમા તેઓ આ રીતે જૈનસંઘનુ ઐક્ય કરીને જૈનોતરીકે પોતાની હયાતી રાખશે હિંદુઓના સંન્યાસી–બાવા–સાધુઓ વગેરે કરતા જૈન સાધુઓ ત્યાગ વ્રત સંયમમા ઘણા ઉત્તમ છે એમ લાલાજી પોતે જાહેર કરે છે, એવા જૈન સાધુઓ વર્તમાનમા હવે જૈનોની સંખ્યા વધે તેવી ચળવળવાળા થાઓ જૈનો અને વૈદિક પૌરાણિક વૈષ્ણવો બન્ને હિંદુધર્મી છે. બન્ને આર્ય છે. બન્ને એક માબાપના સંતાન છે બન્નેના ધર્મ ઠેઠ નજીકના અધ્યાત્મવાદ પર ઉભા છે બન્નેનુ ધ્યેય પરમાત્મપદ પ્રાપ્ત કરવું તે છે, અને બન્નેને આખી દુનિયાના અધ્યાત્મજ્ઞાની ગુરૂ તરીકે રહી સર્વ દુનિયાના લોકોને શાંતિ સુખ આપવાનુ કાર્ય કરવાનું છે, તેમા આર્ય જૈનોએ અને આર્યહિંદુઓએ ઐક્ય થૈ વર્તવાનુ છે. બૌદ્ધો પણ હિંદુધર્મીઓ છે, તેઓને પણ હિંદુધર્મીઓ

તરીકેના સંગઠનમાં એકઠા કરવાના છે અને બાહ્ય જીવન સંગ્રામમાં હિંદુ ધર્મીઓની હયાતી રાખવાના ઉપાયોથી પ્રવર્તવાનું છે. જૈનોએ પોતાની ભૂલો જાણી લીધી છે અને વૈદિક હિંદુઓએ પણ સાત કરોડહિંદુઓ તેજ મુસલમાનો થયા તેથી પોતાની ભૂલો જાણી છે. લાલાજીએ આક્ષેપો કર્યા છે તે તેમણે સુધારી લેવા અને અમો તો આક્ષેપોથી ઉલટા ચેતીને જગત્માં હયાતીનું બળ મેળવીએ છીએ તેથી લાલાજીનો તે અપેક્ષાએ અમો ઉપકાર માનીએ છીએ. જૈનોએ સર્વ દુનિયામાં જીવંત કોમોની હયાતીના ઉપાયો જાણીને જૈનોની શક્તિયો વધે એવા ગીતાર્થગુરૂઓની સલાહ સાથે ઉપાયો લેવા જોઇએ અને પોતાની ભૂલો સુધારીને સર્વકોમોની હરિફાઇમાં જીવંતમૂર્તિ શક્તિબળમયધર્મીઓ બનવું જોઇએ.

આ અવસર્પિણીમાં પ્રથમ તીર્થંકર ભગવાન્ શ્રી ઋષભદેવથી આરંભીને ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીરભગવાન્ના સમય સુધી ચારે વર્ણો પોત પોતાનો ધંધો કરતી છતી ચોથા ગુણસ્થાનકસ્થ અને પાંચમા ગુણસ્થાનકનો દેશવિરિત જૈન ધર્મ પાળતી હતી અને ચારે વર્ણના ગૃહસ્થ જૈનો તથા જૈનેતરો જૈન ધર્મી ત્યાગી સાધુઓ બની સર્વ વિરતરૂપ જૈન ધર્મ પાળતા હતા. દુનિયાના કોઇપણ મનુષ્યને યથાશક્તિ સમકિતરૂપ અને દેશ વિરતિના અમુકવ્રતને વા શ્રાવકનાં બારવ્રતને પાળવામાં જૈન શાસ્ત્રોથી વિરોધ આવતો નથી. સર્વતીર્થંકરોના વખતમાં રાજ્ય ધર્મતરીકે જૈન ધર્મ હતો અને ચારે વર્ણો પોત પોતાના ગુણ કર્માનુસારે આજીવિકા પ્રવૃત્તિ કરી યથાશક્તિ જૈનધર્મ આરાધતી હતી. શ્રી શાંતિનાથ, કુંથનાથ અને અરનાથ એ ત્રણ તીર્થંકરોએ ગૃહસ્થાવાસમાં ભારત વગેરે છ ખંડનું રાજ્ય કર્યું હતું અને તેઓ ચારે વર્ણો પર રાજ્ય ચલાવતા હતા અને ચારે વર્ણના મનુષ્યો યથાશકિત સ્વાધિકારે સમકિત ધર્મ તથા દેશવિરતિ ધર્મ પૈકી ગમે તે ધર્મ પાળતા હતા. એ ત્રણ તીર્થંકરોએ પણ છખંડ

સાધવા માટે યુદ્ધો કર્યાં હતા તેથી લાલાજી મહાશય !!! જાણુશો કે અનાદિ કાલથી જૈનધર્મ પાળનારી ચારેવર્ણ દુનિયામા નબળી પડી નહી અને જૈનધર્મ પાળવામાં તેને હરકત આવી નહી. કુમારપાળ, સપ્રતિરાજા, ચન્દ્રગુપ્ત, અશોક, કુમારપાળ રાજા, ખારવેલ રાજાના વખતમા બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોપૈકી અને અત્યન્જો પૈકી ઘણાલોકો જૈન ધર્મ પાળતા હતા તેથી હિંદની નૈતિક પડતી થઇ નથી, ગૃહસ્થ જૈનોના હાથે પાપ અને પુણ્ય તથા હિંસા અને અહિંસા થાય છે. તે કઇ ગૃહસ્થાવાસમા સાધુઓ જેવા બનતા નથી કે જેથી ગૃહસ્થજૈનો દુનીઆના રાજકીયાદિ વ્યવહારોમા પશ્ચાત્ પડે. અમારા જૈનધર્મના ચારેવર્ણના લોકોને ધર્મ યુદ્ધાદિકમા મડદાલ રહેવાનો અધિકાર નથી

વૈદિક પૌરાણાદિ હિંદુઓના બળથી જૈનો કેટલાક શતકો થી નબળા પડી ગયા છે, અને તેથી તેમાથી કેટલાક સૈકાથી ક્રમે ક્રમે બ્રાહ્મણુ, ક્ષત્રિય, અને કેટલીક જાતના વૈશ્યો અને શૂદ્રો જૂદા પડયા તેથી વણિક જૈનોજ હવે જૈનધર્મી તરીકે રહ્યા છે, તેઓ પણ સ્વાધિકારે ધર્મયુદ્ધાદિકકર્મોથી જૈનત્વ અને જૈન ધર્મના રક્ષણ માટે હવે જાગ્રત થવાનાજ લાખોની સખ્યામા જૈનો હાલ છે તે કઇ યુદ્ધ કરવામા પાપ માનીને છેવટે મરી જવાના વિચારવાળા તો નથી. જૈનોએ કેટલીક વખત હિંદુઓમા પરસ્પર કન્યા વગેરેના કારણોને લઇ નકામી ઉત્પન્ન થએલી લડાઇઓથી દેશ પ્રજાની ખાના ખરાબી થાય છે એમ જાણ્યુ અને તેથી તેવી નકામી હાનિકારક લડાઇઓને નહિ કરવાની ઝુંબેશ ઉઠાવી હતી. યુરોપની હાલમા થએલી મહાભયકર લડાઇને યુરોપના અનેકદેશહિતચિંતકોએ વખોડી કાટી છે, તેવી રીતે જૈનોએ પણ કુસપ, વૈર વગેરે નકામા હાનિકારક કારણોથી દેશની પ્રજાની પરસ્પર અત્યંત હાનિ કરનાર લડાઇઓ ન કરવી પણ ખાસ કારણેજ અલ્પહિંસા અને મહા લાભની દ્દષ્ટિએ ધર્મયુદ્ધ કરવા યુદ્ધાદિક કર્મ કરવા જાહેર કર્યાં છે અને તે વાત, ધ્યાનમા લેઇને હાલના સયોગોને અનુસરી ગાધી

મહાત્માએ અહિંસાત્મક અસહકાર ચલાવ્યો છે અને લાલાજી તમોએ પણ તે અહિંસાત્મક અસહકારને કબૂલ કર્યો છે, તે જેમ અમુક દેશકાલ સંયોગની અપેક્ષાએ હિંદીઓના રક્ષાર્થેજ છે તે પ્રમાણે તેને જૈનો પણ અલ્પહિંસા અને મહાલાભની દેશકાલાદિકની દૃષ્ટિને અનુસરી યુદ્ધ અને અહિંસા વગેરેને રાજકીયદૃષ્ટિએ તથા ધાર્મિકદૃષ્ટિએ સ્વીકારતા હોવાથી જૈન શાસ્ત્રોને માનનાર અને જૈનધર્મ પાળનાર એવા જૈનો કોઇ રીતે દુનિયામાં મડદાલ રહી શકે તેમ નથી. અને તેઓને જો કુદરત બળ આપે તો જૈનધર્મને રાજ્યધર્મ તરીકે બનાવીને દુનિયાને સ્વર્ગરાજ્ય જેવી કરી શકે. રોમનલોકો એક વખત વિશ્વમાં બળવાન્ હતા, ગ્રીક લોકો બળવાન્ હતા, મીશરવાસીઓ બળવાન્ હતા, તેઓ મુખ્યતાએ યોદ્ધાઓ હતા. તો પણ તેઓ દુરાચાર, દુર્વ્યસન, જૂલ્મ, અન્યાય, દોષોથી નામ શેષ થઇ ગયા તે પ્રમાણે હિંદુ, ખ્રિસ્તી, મુસલમાન, બૌદ્ધોમાં પણ પાપ, અન્યાય, જૂલ્મ, દુર્વ્યસન દુર્ગુણ દોષોનું અત્યંત પાપ કર્મ વધવાથી તેઓની પડતી થશે એમ ઇતિહાસથી જાણશો.

વણિક જૈનોમાંથી થએલ સાધુઓએ કંઇ જૈનધર્મના સાંકડા વિચારાચાર કર્યા નથી અને હાલ સાંકડા વિચારાચાર છે પણ નહીં. હાલના વણિક જૈનોને જો અનુકૂલ સંયોગો મળે તો તેઓ હાલ પણ ચારવર્ણના લોકોને ચાર વર્ણી જૈનો બનાવી શકે. એમ જૈનશાસ્ત્રો તેઓને જાહેર કરે છે, જૈનો સૂતેલા સિંહ સમાન છે. ફક્ત સમકિતને ધારણ કરનારા અને દેશવિરતિને અભિલાષા કરનારા શ્રેણિકરાજાના જેવા ચોથા ગુણસ્થાનકવર્તી જૈનોને વ્રત પ્રત્યાખ્યાન હોતાં નથી અને તેઓ રાત્રીભોજન, કંદમૂલ વગેરેના ત્યાગી હોતા નથી. શ્રાવકનાં બારવ્રત તેઓને હોતાં નથી. ચોથા ગુણસ્થાનકવાળા સમકિતી જૈનો, ખેતી, યંત્રકર્મ, યુદ્ધ વગેરે કરે છે. તેથી જૈનધર્મની શ્રદ્ધાથી સમકિત અંગીકાર કરીને સમકિત જૈન તરીકે બનનાર તથા દેશવિરતિ તરીકે બનનાર એવા બે પ્રકારના

જૈનોથી જૈનરાજ્ય ધર્મ પ્રવર્તે છે અને જૈનોની દુનિયામાં હયાતી રહે છે એમ જાણનારા જૈનો હવે ઉંઘમાથી ઉઠીને પાછા ચેતીને જૈનોની વૃદ્ધિ કરશે અને જૈનધર્મપ્રવર્તાવવામાટે અને જૈનોના માટેજ જીવશે

એક વખત જૈનધર્મ, એશિયાના ઘણાખરા દેશોમા તથા યુરોપમાના ગ્રીસ વગેરેમા, આફ્રિકામા, અમેરિકામા, જાવા વગેરે બેટોમા, પ્રસર્યો હતો, કારણ કે ત્યા જૈનો ગયા હતા. એક વખત હિદુસ્થાન વગેરે દેશોમા જૈનોની ચાલીશ કરોડ મનુષ્યોની સંખ્યા હતી. અન્યદેશોમા સ્વસ્તિકનુ જે ધર્મચિહ્ન પહેલા આલેખાયું હતું તે જૈનધર્મનુ ચિહ્ન છે. જ્યારથી જૈનધર્મમાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, અને શૂદ્રવિભાગ જૂદા પડવા લાગ્યા, ત્યારથી જૈનોની સંખ્યા કમી થવા લાગી છે. યોગવાસિષ્ઠ કે જે હિદુધર્મના તત્ત્વજ્ઞાનનું પ્રાચીન પુસ્તક છે તેમા પણ જૈનધર્મના જિન ભગવાન્‌ની મહત્તા જણાય છે અને રામચદ્રજી જૈન હતા એવુ યોગવાસિષ્ઠથી સિદ્ધ થાય છે તે નીચે મુજબ.

नाहंरामो नमे वाञ्छा, भावेपु च न मे मनः
शान्तिमाधातुमिच्छामि, स्वाऽऽत्मनीवजिनोयथा ॥

હુ રામ નથી, મ્હને પદાર્થોમા વાછા નથી, અને બાહ્ય પદાર્થોમા મારૂ મન નથી. જેમ જિન ભગવાને શાતિ ધારણ કરી તેમ આત્મામા શાતિ ધારણ કરવા ઇચ્છુ છુ.

જૈનશાસ્ત્રોની હિન્દુ પૌરાણિક ધર્મશાસ્ત્રોપર અસર થઇ છે. હિંદધર્મ શાસ્ત્રોમા—ગ્રન્થોમા—અહિંસાના જે વિચારો છે જે તે જૈનશાસ્ત્રોમાના છે. તુલસી વગેરે કવિયોએ જૈનશાસ્ત્રોમાંના દયાના વિચારોને પોતાના ગ્રન્થોમા દાખલ કર્યા છે. વૈદિકપૌરાણિક હિદુઓએ જૈનોપર આક્રમણ કરીને જૈનધર્મનો નાશ કરવાપ્રયત્ન કર્યો અને જૈનધર્મના અહિસાના સિદ્ધાતને પોતે આચારમા મૂકવા માડયો છે તેથી ઉલટી જૈનધર્મની મહત્તા અને તેનો પ્રભાવ જીવતો રહ્યો છે બ્રિટીશ રાજ્યમા કોઈ ધર્મવાળાનો, અન્ય શક્તિવાળા ધર્મીઓ નાશ કરી શકે તેમ નથી. જૈનધર્મમા બેહજાર ચાર

યુગપ્રધાનો થવાના છે. તેમાંના થોડાયુગપ્રધાનો થયા છે અને બાકીના ઘણા હજી થવાના છે. તથા ત્રેવીશ ઉદય પૈકી બે ત્રણ ઉદય થયા છે, બાકી વીશ ઉદય થવાના છે. તેમાં મહા સમર્થ જૈનાચાર્ય યુગપ્રધાનો થશે, તેઓ દરેક યુગમાં પ્રધાન થશે અને જૈનધર્મનો ઉદય કરશે. ચારેવર્ણમાં જૈનધર્મ પ્રચાર પામે એવી વ્યવસ્થા કરશે, યુરોપ વગેરે દેશોમાં યુરોપીયનો વગેરે જૈનધર્મ પાળશે અને સર્વવિશ્વમાં નવા થએલા જૈનોમાં જૈનધર્મનો પૂર્ણ જુસ્સો પ્રગટશે. હાલમાં હજી ચાલીશ વર્ષ સુધી જૈનધર્મનો સંક્રાંતિ કાલ છે તેથી જૈનધર્મપર અનેકઆપત્તિયો આવશે પણ તેમાંથી જૈનધર્મ પસાર થશે અને પચ્ચાસ વર્ષ પછી, ચારયુગ પ્રધાનો લગભગ સમાનકાલમાં થશે, તે સમયમાં હાલના જેટલા જૈનકોમમાં મતભેદો રહેશે નહીં. જૈનોનું જૈનધર્મી તરીકે પ્રગતિ-શીલ સંગઠન એકીકરણ થશે. તેથી જૈનો સર્વવર્ણીયમનુષ્યોમાં જૈનધર્મ પ્રચારશે. મહાયુગ પ્રધાનોના બળથી જૈનધર્મ પાછો ઉદય તરફ ગમન કરશે. ગૃહસ્થજૈનો પોતાનાં બાળકોને પ્રથમ જૈન-ધર્મનું જ્ઞાન આપશે અને ગૃહસ્થ જૈનો મોજશોખ મૂકી દેઇ બહાદૂર ક્ષત્રિયો બનશે અને ખરા જ્ઞાની થશે. જૈનસાધુઓ સદ્ગુણો અને વ્રતપાલન સંબંધીમાં વિષેષ ઉદ્યમી થશે. જૈનધર્મપર આવેલ આપત્કાલને જાણીને જૈનોને આપત્કાલમાંથી પસાર થવાનું જ્ઞાન આપશે, અને જૈનધર્મ અને જૈનોની જગત્‌માં હયાતી રાખશે. આ દુનિયામાં જૈનધર્મ હજી સાઢી અઢાર હજાર વર્ષ સુધી હયાતી ભોગવશે અને જૈનો ત્યાં સુધી જગત્‌માં જયવંતા વર્તશે. ગુણ કર્મ પ્રમાણે જાતિની માન્યતા થશે અને જગત્‌માં સંક્રાંતિપરિવ ર્તન યુદ્ધોબાદ જૈનોની પ્રગતિના યુગો, રથચક્ર આરાની પેઠે આવશે. અને જૈનધર્મનું ઘણું સત્ય જૈનોના જીવનમાં જીવતું દેખાશે. શુદ્ધ, પ્રેમ, સત્ય, સત્યદયા, આત્મશ્રદ્ધા, સદ્ગુણોનો પ્રકાશ, જેમ જેમ-વિશ્વમાં વધતો જશે તેમ તેમ જૈનધર્મ તરફ દુનિયા વળશે.

જૈનધર્મ છે તે આત્માના ગુણો છે અને સાત્વિગુણો તથા તેનાં

સાધનોની સાધના રૂપ છે. આત્માને મોહાદિકર્મના નાશથી પર માત્મા બનાવવા માટે જૈનધર્મની સાધના છે, સર્વ વિશ્વલોકોને આત્માનો નિત્યાનન્દ અને પૂર્ણજ્ઞાન પ્રકાશ આપનાર અને સર્વ વિશ્વમા શાતિ તથા સ્વર્ગીયરાજ્ય પ્રકાશક જૈનધર્મ છે. સર્વ વિશ્વજીવોને શુદ્ધાત્મદશા તરફ લેઇ જનાર જ્ઞાનયોગ. કર્મયોગ, ભક્તિ યોગ, ઉપાસના યોગ, સમયોગની આરાધના રૂપ જૈનધર્મ છે એવા જૈનધર્મનુ સ્વરૂપ જણાવનાર અનેક જૈનધાર્મિક ગ્રન્થોનુ માહિત્ય છે જૈનસાહિત્યના અનેક ગ્રન્થો છે ભારતમા હાલ પ્રથમ નબરે જૈનધર્મશાસ્ત્રોના પ્રાચીન જૈનભડારો છે અને તે જૈનોની ખરી દોલત છે આર્યોનુ પ્રાચીન ગૌરવ સર્વખડમા પ્રકાશિત કરનાર જૈનધાર્મિક શાસ્ત્રો છે, તેનો અભ્યાસ જો લાલાજી જેવા ગુરૂગમ પૂર્વક કરશે તો તેઓ સર્વપ્રકારના સત્ય ગર્જયોને પ્રાપ્ત કરી શકશે અને તે સબધી અમારા બનાવેલ ભજન સગ્રહ ભાગ નવમામાથી અને દશમામાથી સ્વરાજ્યનુ વર્ણન એકવાર વાચી જોવુ હવે આ વિષયની સમાપ્તિ કરતા લાલાજી મહાશય કે જે દેશના નેતા છે તેમને જણાવવાનુ કે તમો આ લેખ મધ્યસ્થભાવથી વાચી જશો અને ભારતના ઇતિહાસમા સુધારો કરશો, અગર અમારા લેખ સબધી તમારો ખુલાસો પ્રગટ કરશો અમોને તમો, સર્વાત્માઓ, વિશ્વમા મુસાફરો છીએ મારા લેખના કોઇ લખાણથી તમારૂ દિલ દુખાય એવુ થયુ હોય તેની ક્ષમા માગુ છુ. માફી માગવી એ મર્દાઇ છે, નામરૂપના મોહને મારી મરજીવા થએલાઓ માફી માગે છે અને આત્મપ્રભુજીવને જીવી શકે છે અને સર્વ વિશ્વજીવોને સ્વાત્મવત્ દેખવા તથા વર્તવારૂપ જૈનધર્મને આરાધી શકે છે અને પૂર્ણજ્ઞાનાનન્દ રૂપ સ્વય બની શકે છે

अहिंसासत्यमस्तेयं, ब्रह्मचर्यंच मार्दवम् ,
मनोवाक्कायपावित्र्य, माऽऽत्मवद्विश्वदर्शनम् ॥ १ ॥
आत्मवत् सर्वलोकेषु, प्रेमप्रामाण्यवर्तनम् ,
नयमो दोषत्यागश्च, लक्षण जैनधर्मिणाम् ॥ २ ॥

दुष्टाचारैरधर्मोऽस्ति, दुर्गुणैश्चमनीषिणाम् ।
सद्गुणैश्चसदाचारै जैनधर्मोऽस्ति मोक्षदः ॥ ३ ॥
हिंसादिदोषवृन्देन, सत्यराज्यंनचाऽऽत्मनि
दयादिसद्गुणैः सत्यं, राज्यंज्ञेयं निजाऽऽत्मनि ॥ ४ ॥
आत्मधर्मेणस्वाधीना भवन्तिजैनधर्मिणः ।
मोहादिपारतंत्र्यात्ते भिन्नाश्चस्वरूपिणः ॥ ५ ॥

જૈનો અને જૈનધર્મથી સર્વવિશ્વમાં શાંતિ પ્રવર્તો. અન્ય-ધર્મોમાં જે કંઇ સત્ય સારૂં દેખાય છે તે જૈનધર્મ શાસ્ત્રોમાં છે અને તેને શ્રી સર્વજ્ઞતીર્થંકરોએ પ્રરૂપેલું છે, તેથી જૈનધર્મની આરાધનામાં સર્વધર્મના સમ્યક્ સત્યની આરાધના થઇ જાય છે. જૈનશાસ્ત્રોનો વિશ્વમાં બહોળો ફેલાવો થવાની જરૂર છે, જૈનોએ જૈનધર્મની સેવામાં સર્વ સ્વાર્પણ કરવું. અધ્યાત્મજ્ઞાનથી ભરપૂર જૈનશાસ્ત્રોનો સર્વવિશ્વવર્તિલોકોમાં ફેલાવો થશે અને તેના ઉપદેશકો કે જે સાધુઓ અને સાધ્વીઓ છે તેઓની વૃદ્ધિ કરવામાં આવશે તો વિશ્વની સેવા થઇ શકશે. સાધુઓથી અને સાધ્વીઓથીજ ધર્મની હયાતી છે. ધર્મના જીવંતપ્રાણસ્વરૂપ સાધુઓ અને સાધ્વીઓ છે, તે દેશકાલાનુસારે યથાશક્તિ વ્રત સદ્‌ગુણની આરાધના કરી શકે છે, તેઓના જીવનપર જૈનોનું ધાર્મિક જીવન છે. ચતુર્વિધસંઘની હયાતીમાં જૈનધર્મની હયાતી છે, માટે ચતુર્વિધસંઘની હયાતી રાખવા કોટિ કોટિ સેવા ભક્તિનાં કર્મો કરવાં તેજ ધાર્મિકકર્મ યોગ છે, તથા સેવા ભક્તિ યોગ છે, તેથીજ આત્મા સ્વયં પરમાત્મા બને છે, તે માટે અમારી રચેલી જૈનોપનિષદ્ તથા જૈનગીતા વાંચવી, અને સર્વસંઘની સેવા ભક્તિથી આત્મશુદ્ધિ પૂર્વક આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું કે જેથી જૈનો બાહ્યમાં અને આંતરમાં આત્મોન્નતિ યુક્ત થૈ વિશ્વમાં જયવંતા વર્તશે.

इत्येवं ॐ अर्हंमहावीर शान्तिः

મું. પ્રાંતિજ
વિ. સં. ૧૯૮૦
ચૈત્રપૂર્ણિમા

શેઠ પોચાલાલ ડુંગરશી જૈન ઉપાશ્રયમાં

લેખક જૈનાચાર્ય બુદ્ધિસાગરસૂરિ.

---

# लाला लाजपतराय और जैन-धर्म।

श्रीमान् लाला लाजपतरायजी ने हाल ही में "भारतवर्ष का इतिहास" लिखकर प्रकाशित किया है। उसमें जैनधर्म के सबध में लिखते हुए आपने कुछ ऐसे वाक्य भी लिख लिये हैं जो सर्वथा भ्रमपूर्ण, अनुचित, और वर्तमान परिस्थिति के प्रतिकूल हैं। उनके प्रतिवादरूपमें दो अजैन विद्वानों की सम्मतिया इस प्रकार है:—

१-श्रीमान् लाला कन्नोमलजी एम. ए सेशन जज धौलपुर स्टेट, आगरे के 'जैनपथ प्रदर्शक' ता; २२ जुलाई १९२३ के अक में इस प्रकार लिखते हैं—

ला० लाजपतराय लिखित-भारतवर्ष के इतिहास में जो अभी प्रकाशित हुआ है, जैनधर्म के विषय मे कुछ ऐसे वाक्य लिखे गये हे जिन से जैन धर्मावलम्बियों के दिले पर चोट लगी है। अच्छा होता यदि ला० साहब इन वाक्यों को नहीं लिखते। वह इस समय अपने अलौकिक त्याग और देश सेवा उत्साह के कारण समस्त भारतवासियों के हृदय मन्दिर में उच्चस्थानासीन है। हम भली भाति जानते हैं कि लाला लाजपतराय जैसे उच्च देश प्रेमी, सत्यव्रती, अनुभवी नीतिज्ञ विद्वान्, जान कर कोई ऐसी बात नहीं कहें और लिखेंगे जिससे दूसरो का दिल दुखे। जो कुछ आपने लिखा है वह निष्कपटता और सरल हृदयतासे ही लिखा है। किसी धर्म आर सम्प्रदाय पर पक्षपात के तिरस्कृत भावों से आक्षेप करना उनका काम नहीं है। हम कह सकते हैं कि निर्भीक पुरुष जिनका एक मात्र आलम्ब सत्य है, कभी२ अपनी निजी सम्मति प्रकट करने मे ऐसी बातें कह डालते हैं जिनसे दूसरों को दुःख होता है, और इन लोगों को इससे सान्त्वना नहीं होती है कि इन हृदयाद्वारो में द्वेष, पक्षपात और नीच भावो की कुछ भी ग नहीं है।

जिन बातों को श्रीमान् लाला साहब ने जैनधर्म के संबंध में लिखा है और जिन्हें जैन धर्मावलम्बी आक्षेप समझते हैं उनमें से कुछ ये हैं:—

आपने लिखा है कि जैन यह मानते हैं कि जैन धर्म के मूल प्रवर्तक श्री पारसनाथ थे जो भगवान् बुद्ध से लगभग ढाई सौ वर्ष पहिले हुये। इस बात को न तो जैन ही मानते हैं और न अजैन विद्वान् ही, जिन्होंने जैनधर्म के विषय में कुछ भी पढ़ा है। सभी लोग जानते हैं कि जैनधर्म के आदि तीर्थंकर श्री ऋषभदेव स्वामी हैं, जिनका काल इतिहास परिधि से कहीं परे है। इनका वर्णन सनातन धर्मी हिन्दुओं के श्रीमद्भागवत पुराण में भी है। ऐतिहासिक गवेषण से मालूम हुआ है कि उत्पत्ति का कोई काल निश्चित नहीं है। प्राचीन से प्राचीन ग्रन्थों में जैन धर्म का हवाला मिलता है। संसार में ऋग्वेद से पुरानी पुस्तक कोई नहीं है। इस धर्म पुस्तक में भी ऋषभदेवजी का नाम आया है और कुछ शब्द ऐसे भी मिलते हैं जिनसे जैन धर्म का संकेत होता है। श्री पार्श्वनाथ जी जैनों के २३ वें तीर्थंकर हैं जिनका समय ईसा से १२०० वर्ष पहिले का बताया गया है न कि बुद्ध से २५० वर्ष पहिले का। सम्भव है किसी २ विद्वान् का यह भी मत हो। जब श्री पार्श्वनाथ जी २३ वें तीर्थंकर थे और इनका समय ईसासे १२०० वर्ष पूर्व का है तो पाठक स्वयं विचार कर सकते है कि श्री ऋषभदेवजी का कितना प्राचीन काल होगा। जैन धर्म सिद्धान्तों की अवछिन्न धारा इन्हीं महात्मा के समय से बहती रही है। कोई समय ऐसा नहीं है जिसनें इसका अस्तित्व न हो। श्री महावीर स्वामी जैन धर्म के अन्तिम तीर्थंकर और प्रवर्तक। इनका जन्म काल ईसा से ५८२ वर्ष पहिले का बताया जाता है लेकिन वीर संवत् जो इनके नाम से प्रचलित है ईसा से ५२५ वर्ष पहिले का है। इस समय वीर संवत् २४४९ है।

आपने लिखा है कि महावीर स्वामी ने एक नई सम्प्र-

दाय की नींव डाली। हम नहीं जानते हैं कि वह नई सम्प्रदाय कौन सी है। मालूम होता है कि यह बात लाला साहब ने किसी अगरेज लेखकके आधार पर लिखी है। श्री महावीर स्वामी तो उन्हीं प्राचीन जैन सिद्धान्तो के प्रचारक थे जो आदि तीर्थंकर के समय से चले आए थे। इसमें कोई सन्देह नहीं कि आप उन सिद्धान्तों के अत्यत भव्य, प्रभावशाली और अद्वितीय उपदेशक, प्रचारक और सस्थापक थे। आपने उन सिद्धातो को बडी खूबी से समझाया है। पर आपने ऐसी बात कोई नहीं कही है जो उन सिद्धांतों के प्रतिकूल हो।

आगे चलकर योग्य ग्रन्थकर्त्ता ने लिखा है कि जैन धर्म की शिक्षा बौद्ध धर्म की शिक्षा से मिलती है। यदि देखा जाय तो मूळ तत्व तो सभी धर्मो के एक हैं, पर प्रत्येक धर्म में कुछ न कुछ ऐसी विशेषता होती है कि उसके कारण वह किसी दूसरे धर्म से नहीं मिलता है। बौद्ध लोग आत्मा या जीव को नहीं मानते है जैन धर्मावलम्बी आत्मा के आधार पर सब धार्मिक सिद्धान्तों की भित्ति रखते हैं। जैन २४ तीर्थंकरों को मानते हैं लेकिन बौद्ध अपने धर्म का निकास महात्मा बुद्ध से ही समझते हैं जो महावीरस्वामीके समकालीन थे। जैनो की फिलासफी, यानी उनके दार्शनिक सिद्धांत बौद्ध दार्शनिक सिद्धातों से नहीं मिलते हैं। इनके साधु और श्रावकों के धर्म कर्म बौद्ध साधु और गृहस्थों के धर्म कर्मों से सर्वथा भिन्न हैं। बौद्ध मासाहारी है और जैनों में कोइ ऐसा नहीं है जो मास खाता हो। इनके आचार विचार शुद्ध ह। अहिंसा धर्म के सच्चे अनुयायी यही हैं बौद्ध नही।

लाला साहबने लिखा है कि जैन स्पष्ट रूप से ईश्वर के अस्तित्व से इन्कार करते ह और इनके मत में अच्छे से अच्छा श्रेष्ठ से श्रेष्ठ और त्यागी से त्यागी मनुष्य ही परमेश्वर है। यह किसी अगरेज के लिखे वाक्यों का अनुवाद

सा मालूम होता है। बात यह है कि जैन सगुण ईश्वर को नहीं मानते हैं। इनका सिद्धांत इस विषय में सांख्य मत से मिलता है लेकिन सांख्यमत नास्तिक नहीं है और न हम जैनधर्म को नास्तिक कह सकते हैं। प्रश्न है कि क्या वेदान्त मत नास्तिक कहा जा सकता है? कदापि नहीं। वेदान्त केवल आत्मा को ही मानता है ब्रह्म और आत्मा एक ही हैं इसमें भी सगुण और साकार ईश्वर का महत्व नहीं माना गया है। वेदान्त कहता है कि प्रत्येक मनुष्य अपने जप तप सत्कर्मों के द्वारा अपनी आत्मा का ऐसा विकास कर सकता है कि वह ब्रह्म रूप हो जाय। जीवन मुक्त मनुष्यों की यही अवस्था है। ये आध्यात्मिक ज्ञान की पराकाष्ठा पर पहुंच जाते हैं वे स्वयं ब्रह्म रूप हो जाते हैं उनमें और ईश्वर में योई भेद नहीं रहता है। यही अवस्था तीर्थंकरों की है। जन्म जन्मान्तरों में घोर तप के द्वारा कर्म बंधनों को तोड़ कर ये तीर्थंकर पदवी को प्राप्त करते हैं। जब तक ये संसार में रहते हैं तीर्थंकर या अरिहंत कहलाते हैं और मृत्यु के पश्चात् सिद्धावस्था को प्राप्त करते हैं। यदि इन्हें ईश्वर कहा जाय तो कोई बात अनुचित नहीं है यदि ईश्वर विषय में जैनों के सिद्धान्त सांख्य और वेदान्त दार्शनिक मतों से मिलते हैं तो इनपर नास्तिकता का आक्षेप नहीं हो सकता है बल्कि इनके दार्शनिक विचारों की प्रशंसा हो शकती है।

जैन धर्म में ईश्वर का अर्थ सृष्टिकर्ता शुभाशुभ कर्मों का फल दाता तथा अन्य ऐसे ही कार्य करनेवालेका नहीं है। वे कहते हैं ईश्वर वह है जो सर्वज्ञ और सर्व शक्तिमान् है जिसे संसार की रचना से कोई संबंध नहीं, जिसे कर्मों के फल देने से कोई सरोकार नहीं, जिसे मनुष्योंकी मनोकामना पूर्ण करने तथा उनके दुष्ट कर्मों को क्षमा करने का कोई झंझट नहीं है। ये सब बातें जैन अपने सिद्धों में मानते हैं, इसलिए वे इन्हें ही ईश्वर कहते हैं। जैनों के इस अर्थ

को देखते हुए हम यह नहीं कह सकते हैं कि जैन स्पष्ट रूप से ईश्वर के अस्तित्व से इन्कार करते हैं। ये प्रत्येक मनुष्य को परमेश्वर नहीं मानते बल्कि ये सिद्धात्माओं को जो केवल ज्ञान स्वरूप ही हैं और ससार मे तीर्थंकरपदवी तक पहुच गए हैं उसकु ईश्वर या परमेश्वर कहते हे।

यह कहना है कि जैन धर्म के सिद्धात योरुपीय दार्शनिक कमिटि के मत से मिलते हे, जैन धर्म के साथ अन्याय करना है। कमिटी घोर नास्तिक है। वह न परमेश्वर को मानती है और न आत्मा या जीव को। उसका मत भौतिक विज्ञान की भित्ति पर अवलम्बित है। वह आत्मा या जीव को प्रकृति का ही एक सूक्ष्म विकार समझता है उसने उसी मनुष्यकी सामाजिक लाभ की दृष्टि से अच्छा समझा है जो समाज का अधिक हित कर सके और सर्व प्रिय हो। वही श्रेष्ठ और उत्तम पुरुष है। कमिटि के सिद्धातो मे अध्यात्मज्ञान की झलक भी नहीं है। जैन मे अपने तीर्थकरों को इस दृष्टि से नहीं देखते हैं। उनके विचारो के अनुसार ऐसा मनुष्य जिसे कमिटि आदर्शरूप मानती है तीर्थकर वही हैं जिन्होंने अपने सब कर्म बंधन तोड डाले हे, जिन्ह केवल ज्ञान हो गया है, जिनकी आत्मा सर्वदा दोष रहित हो कर अंतिम विकासावस्था को प्राप्त हो गई है। हमारे ख्याल से जैन मत और कमिटि के पोजिटिविस्म मे बडा अतर ही नहीं है बल्कि ये दोनों भिन्न २ है। कोई अगरेज ऐसा लिखे तो आश्चर्य नहीं पर किसी आर्य विद्वान् को ऐसा मेल मिलाना अनुचित है।

आगे चलकर लाला साहब ने लिखा है कि जैन जनता क्षुद्र जीवों की तो रक्षा करते हैं परन्तु मनुष्यों के साथ उनका बर्ताव बड़ा ही निर्दयता का होता है। यदि इस पिछले वाक्य के समर्थन में विद्वान् लेखक जैनोंके बर्तावके विषय में कोई दो चार उदाहरण दे देते तो बात कुछ समझ मे आजाती। आश्चर्य है कि अनुभवी लेखक ने ऐसा क्यों

लिखा। यदि उनके अनुभव में कुछ जैन धर्मावलम्बियों की निर्दयता की बातें आई हैं तो उनके लिये वे मनुष्य ही अपराधी हैं न कि जैन धर्म का मुख्य सिद्धांत दया पालन है। यदि कोई जैन इस सिद्धांत के अनुसार नहीं चलता है और निर्दयता का वर्ताव करता है तो वह जैनों की दृष्टि में भी ऐसा ही पतित और भ्रष्ट है जैसा कि अन्य धर्मावलम्बियों की दृष्टि में जैन धर्म कभी उसे अच्छा न कहेगा। अलवत्ता यदि जैनों के आचार विचार या उनकी कोई रीति रवाज ऐसी हो जिससे निर्दयता प्रकट होती हो तो उसका खंडन या मंडन जानने पर ही हो सकता है। हम तो जहां तक जानते हैं उनमें कोई ऐसी रीति रिवाज है ही नहीं। वे तो अपने देवताओं के सामने पशुओं का वलिदान भी नहीं करते हैं जो बहुत से हिन्दू करते हैं। जिस कार्य में हिंसा और निर्दयता हो वह कार्य उनके मत में सर्वथा त्याज्य है। अन्य धर्मावलम्बियों के मुकाविले में जैन निर्दय और क्रूर कभी सावित नहीं हो सकते हैं। यदि लाला साहब यह लिखते कि जैसे जैन साधु उच्च श्रेणी के त्यागी सदाचारी और उदार हृदय हैं और इन कारणों से अन्य धर्मों के साधुओं से बहुत बढ़े चढ़े हैं और उनकी उत्कर्षता स्वयं सिद्ध है वैसे जैन गृहस्थ अन्य धर्मों के गृहस्थों से सदाचार के विषयमें कुछ विशेषता और उत्कर्षता नहीं रखते हैं तो उनका लिखना किसी मात्रा में उपयुक्त होता। खेद है कि जैन गृहस्थ अपने साधुओं के उच्च चरित्र देखते हुए और उनके शुद्ध धार्मिक व्याख्यान निरंतर सुनते हुए भी अपने चरित्रों का ऐसा उच्च श्रेणीका न बना पाये हैं कि जिस से यह कहा जाय कि वे अन्य धर्मावलम्बियों के मुकाबिले में सदाचार के विषय में बड़े चढ़े हैं।

लाला साहब की निजकी यह सम्मति कि वौद्ध धर्म और जैन धर्म का सामान्य प्रभाव भारत के राजनैतिक अधःपात का एक कारण हुआ है, कहां तक ऐतिहासिक दृष्टि से ठीक है हम नहीं कह सकते हैं। यदि लाला साहब कोई

ऐतिहासिक घटनाए देकर यह बात सिद्ध करते तो हमारे राष्ट्रीय जीवन पर एक नई रौशनी पडती लेकिन आपने तो कोई उदाहरण दिया ही नहीं है। इतिहास तो इस बात की गवाही दे रहा है कि विदेशीय लोगो के युद्ध हिन्दुओं के साथ ही हुये और उन्होंने उन पर ही विजय पाकर भारत पर अधिकार जमा लिया। बौद्ध धर्म तो विदेशियो के आने पहिले ही भारत से बाहर निकाल दिया गया था और जैन धर्म को हिन्दुओं ने कभी फूलने फलने ही नहीं दिया। जब कभी इसकी वृद्धि हुई तो हिन्दू राजाओं ने अपनी सनातनी धर्म प्रजाकी सहायता से इसका विरोध किया और उसे न बढ ने दिया। जिस समय हिन्दुस्तान में मुसलमान आये उस समय हिन्दु धर्म का ही बोल बाला था, जैनों की अवस्था गिरी हुई थी। जब तक कोई ईतिहासिक प्रमाण न हो तब तक यह नहीं कहा जा सकता कि जैन धर्म, भारतका अध पात का एक कारण है। हमें अपनी हीन दीन दशा का दोष किसी धर्म या जाति के मत्थे नहीं मढना चाहिये। इससे आपस में फूट होती है और मेल की जड कटती है।

मुझे आशा है कि योग्य लेखक महाशय कृपाकर इन सब बातो का संशोधन पुस्तक के दूसरे सस्करण में कर देंगे।

२—श्रीयुत कश्यप महोदय "श्री शारदा-जब्बलपुर" के श्रावण १९८० के अक में उक्त पुस्तक की विस्तृत समालोचना करते हुए जैनधर्म से सबध रखने वाले आक्षेपों के विषय में यों लिखते हैं —

"जैनधर्म के सबध में लालाजी ने कुछ ऐसे मत प्रकट किये हैं जिन पर अभी हाल में जैनियों में असतोष फैला है। सामयिक पत्रो में इसकी कुछ चर्चा थी। उनमें से कुछ की बानगी यह है —

"जैन स्पष्ट रूप से ईश्वर के अस्तित्व से इनकार करते है" पृष्ठ १३०। वास्तव में जैनी ईश्वर के अस्तित्व से इनकार नहीं करते परन्तु वे उसे विश्व का सृष्टिकर्त्ता नहीं

मानते । कुछ आगे वे दिखते हैं, " इस ( अहिंसा के ) सिद्धांत को जैनों ने चरम सीमा तक पहुंचा दिया है, यहां तक कि कुछ लोगों की दृष्टि में जैन होना पहले दरजे की कायरता है । " मालूम नहीं यह विचार लालाजी का भी है या नहीं । यदि उनका भी है तो एक और प्रश्न के उत्तर पाने का कौतूहल होता है कि "क्याअहिंसा के संबंध लालाजी का यह मत पुराना अर्थात् पुस्तक के प्रथम संस्करणका समय का है, अथवा अहिंसात्मक असहयोग में भाग लेकर कारागार प्रवासी होने पर उनका यह मत है ?" कुछ भी हो. कुछ और आगे लालाजी ने साफ साफ अपना मत प्रकाशित भी कर दिया है । " मेरी सम्मति में बौद्ध धर्म और जैन धर्म का सामान्य प्रभाव भारत के राजनैतिक अधःपात का एक कारण हुआ हैं । पृष्ठ १३२ । यह बात विवाद ग्रस्त है । परन्तु जैनियों के साहित्य, कला, चिकित्सा और मनुष्यता के प्रति जो प्रशंस्य उद्योग किये है उनका वर्णन करना भी परमावश्यक था जो विज्ञ लेखक ने नहीं किया । "

प्रकाशक—बुद्धिसागरसूरि.

